# જીવનપર પ્રકાશ

( બાબાં ભારતીનાં વ્યાખ્યાનો )

અનુવાદક,

મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી બી. એ.

# જીવન પર પ્રકાશ



(બાબા પ્રેમાનન્દ ભારતીનાં આધ્યાત્મિક વ્યાખ્યાનો)

આવૃત્તિ પહેલી: પ્રત ૨૦૦૦

ભાષાન્તર કર્તા:–મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી, બી. એ.



સન. ૧૯૧૩

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તકનું ભાષાન્તર વરસ દહાડા પહેલાનું થયેલુ અનુકૂલ સંજોગોની હાજરીમાં એ કયારનુયે બહાર પડી ચુકયું હોત; ધાર્યા કરતાં એની પ્રસિદ્ધિ માટે ઘણો વિલંબ થઇ ગયો છે

આ આધ્યાત્મિક પાંચ વ્યાખ્યાનોના સ્વામી, પરમ પૂજ્ય સ્વામી બાબા ભારતી છે. મૂલ વ્યાખ્યાનો કેવાં રસમય છે અને પ્રેમ અને ભક્તિની નદીઓ વહાવતાં કેવી સુરીલી ગતિથી આવિર્ભૂત થયા છે. એ આના વાંચનથી પણ હૃદયંગમ થઇ શકશે.

બાબા ભારતીની પ્રેમમય અને રમ્ય પ્રતિકૃતિ આપવાનો વિચાર હતો, એ બની શકયુ નથી, હવે તો કોઇ બીજે પ્રસંગે બને ત્યારે

ટેબલ ઉપર બેસી લખવું અને મોઢેથી વ્યાખ્યાન આ-પવું, અને તેમાંય અન્દરના વેગથી તણાઇ જઇ એના પરિણામ રૂપ પ્રેરિત વાણીને વહવા દેવી, એ બન્નેના આવિર્ભાવની રીતિમાં ઘણો ફેર છે. આ પુસ્તક વ્યાખ્યાનોનું બનેલું છે અને તે પણ એવી જાતનાં, જેનો પ્રાણ આધ્યાત્મિક છે અને પ્રેમ એ આત્મા છેઃ વ્યાખ્યાન આપનાર પરમ ભકત સંન્યાસી, પ્રિયતમ કૃષ્ણના ભકત છે અને "મારા પ્રભુનાં વ્હાલાંઓ" ને સંબોધી એમણે એ વ્હાલા આત્માઓની સાચી સેવા કરવા પ્રભુઆદેશથી ધર્મપરાયણતા આદરી છે. વિષય

"જીવન પર પ્રકાશ"—એવી જાતનો પ્રકાશ જે આપણા ઐહિક જીવનની અંધારી ગલીકુંચીઓમાં અને એનાં અંધારાં કોતરોમાં અને એના અંધારા ભોંયરામાં થઇ પ્રકાશે, અને મનને અને હૃદયને અને આત્માને અજવાળે —જીવન ઉપર સાચા જીવનનું તેજ રેડે, એવો ભવ્ય અને ઉપયોગી છે.

સ્થૂલ અને ઐહિક જીવન ઉપર પ્રકાશનું જે કિરણ નાંખવાને ભકત સ્વામીજીએ સ્નેહ પ્રવૃત્તિ કરી છે એ માનવ જીવન અજવાળવામાં આ પુસ્તક યત્કિંચિત્ પણ ઉપયોગી થાય તો પ્રયત્ન નિષ્ફળ નથી.

વાંચનાર, સ્વામીજી વિશેની થોડીક વધુ હકીકત આગળ નાં પાનાંમાંથી મેળવી શકશે. એટલીજ અને એવી અધુરીજ બિના ઉપલબ્ધ થઇ શકી છે; એ વિશે વધારે તો કોઈ બીજે પ્રસંગે.

ભાષાન્તરમાં આન્તરના દૈવી બલથી પ્રેરાયલા વકતૃત્વને, મૂલ પુસ્તકની લલિત વાકય રચનાને છાજે એમ અનુરૂપ કરવાનો પ્રયત્ન કરેલો છે

છેવટે આ પુસ્તકના એક ગુણથી સાહિત્ય રસિક વાંચક કદાચ નાખુશ થશે; એમા કોક કોક ઠેકાણે જોડણીના નિયમની સતતતા જળવાઇ નથી, બીજી વખતે વધારે કાળજી રાખવાનુ વચન આપવામાંજ ક્ષમાની બક્ષીસ શોધી છે

મુંબઇ,
તા૦ ૫–૬–૧૩.

ભાષાન્તર કર્ત્તા

# ઉપોદ્‌ઘાત

અમેરીકન પ્રજા સમક્ષ પરમ પૂજ્ય સ્વામીશ્રી બાબા પ્રેમાનન્દ ભારતીએ મૂલ અંગ્રેજીમાં આ આધ્યાત્મિક પાચ વ્યાખ્યાનો આપેલા; પુસ્તકના આકારમા થોડી મુદ્દત થયાં એને બહાર પાડવામાં આવ્યાં છે.

વાચનારને વાંચના જણાશે કે આ મહાત્માની વાણી પ્રેરિત છે, સત્યના પ્રકાશથી ઝગમગતી છે, અને પ્રેમના મીઠા રસથી રસેલી છે. ભક્તિ અને પ્રેમ જેથી એમનો આત્મા ઉભરાઇ જાય છે, એમાથી એ બોધ વહન પામ્યા છે

એ પણ વિદિત થશે કે ફિલ્સુફીની ગહનતાને ઘણીજ સાદી અને સરસ ભાષામાં ધરવામાં આવી છે. વ્યાખ્યાન દ્વારા જેટલી અને જેવી વસ્તુ બહાર આવી શકે એટલી બધીજ આવી છે ધરવામાં આવેલી ફિલ્સુફીના અનુસરણમાં માનવ આત્માનું હિત છે, સુખ છે, આનંદ છે. નિરાશામાંથી આશા રૂપ લે, દુઃખમાંથી સુખ ઉદ્દભવ પામે, સ્નેહ એનો મેલ નીચોવી શુદ્ધતર બને એવો એનો પ્રભાવ છે.

પણ નહીં કહે છે કે રસ ચુસનારની તૃષા• ઉપર અને એના આત્માની ભૂખ ઉપર રસની જમાવટનો આધાર છે;

જેટલા પ્રમાણમાં આત્માની ભૂખ, તેવી અને તેટલા પ્રમાણમાં એની તીવ્ર ઇચ્છા; નજરની સત્ય ઝીલવાની જેવી અંત જેટલી ઉત્કટતા તેવી અને તેટલા પ્રમાણમાં પ્રકાશની ઝાંખી આ વ્યાખ્યાનો એવાં છે કે આત્મા ખરા પ્રેમનો ભૂખ્યો થાય અને નજર અસત્યના કચરામા નહી, પણ સત્યના તેજમાં રમવા ચાહે

સ્વામીજીએ કરેલા ધાર્મિક કાર્યોમાં ગુજરાત ચરણે ધરવામાં આવતું આનો ઘણું નાનું કામ છે. એમણે જે કાંઇ લખ્યુ છે ને કર્યું છે એનું માત્ર આછુંજ દર્શન આના વાંચનથી થઇ શકશે. છતાં, આશા છે કે પ્રેમ અને ભક્તિનું કાંઇક લક્ષ્યબિંદુ આમાંથી પણ જડી શકશે

આપણે સ્વામી વિવેકાનન્દમાં આત્માનો આધ્યાત્મિક વેગ જોઇએ છીએ; એમાં ઉત્કર્ષનો પરમ ઉત્સાહ છે શ્રદ્ધા છે, વ્યક્તિ–સમષ્ટિને ડુબાડી દેતી પ્રકાશની પરમ આંખ છે આપણે સ્વામી રામતીર્થમાં વિજળીક ગતિથી વહેતો આધ્યાત્મિક વેગ જોઇએ છીએ; એમાં કુદરત જોડે ખેલતી બાલ, વિશુદ્ધ અને નિર્દોષ ક્રીડા છે. સંન્યાસનો પરમ ઉલ્લાસ છે, આત્મદર્શનની ભારે ભભક છે આપણને અહીં એક નવા મહાત્માનું દર્શન થાય છેઃ— હું ગુજરાતને ઉદ્દેશી આ કહું છું,—એમના આત્મામાંથી પ્રેમ અને ભક્તિની રેલમ છેલ સતત વહ્યાં કરી છે, એમાં સુખ છે, શાન્તિ છે, અને આનંદ છે.

પણ પ્રસ્તુત પુસ્તક ઉપર સમગ્રરીતે વિચાર કરતાં આ જણાયા વિના નથી રહેતું કે એમાં બુદ્ધિથી શોધેલી સ્વરૂપકથનની મચડા મચડી નથી કે કલ્પનાથી શોધેલાં સત્યો નથી: એમાં આત્માનો જોર છે, સત્યનો સનાતન સુર છે—સાચો પ્રેમ અને ભક્તિ છે. "શરૂઆતમાં તો," સ્વામીજી પોતે કહે છે, "મ્હે હિંદુ ફિલસુફીને સ્પુટ કરી અને કૃષ્ણનુ શિક્ષણ આપ્યું. મ્હેં એવું સ્મૃતિએ ધરવાની પણ દરકાર ન કરી કે હું પશ્ચિમમાં છું, પૂર્વમાં છું, ઉત્તરમાં છું કે દક્ષિણમાં છું: અગર તો મારા શિષ્યો યાતો શ્રવણિકો શ્વેતરંગી કે ઘઉં રંગી પ્રજા છે—ક્રિશ્ચિયન પ્રજા છે કે જ્યુપ્રજા છે, એ હિંદુ ધર્મને ચાહે છે કે આપણને મૂર્તિપૂજકો તરીકે ધિક્કારે છે હું મારા આત્માના પાતાળમાંથી બોલતો, સાંભળનારા કોણ છે, કયી જગાએ હું ઉભોછું—બધી સ્થિતિઓને ભૂલી જતો ને બોલતો હુ બધાજ ગાંભીર્યના બલથી, મારાં અનુભવિત સત્યો બોલતો." અને, આ આપણે દરેક લીટીમાં જોઇએ છીએ. પહેલુ વ્યાખ્યાન આપણે જે અર્થમાં "સાચું" કહીએ છીએ એ અર્થમાં નહીં, પણ આપણને સાચું "સાચું" જીવન જીવવા—જડની ચેતનાથી ચેતનમય નહીં, પણ પ્રભુ પ્રકાશિત ચેતના ઉપર એકાગ્ર થઇ, પ્રભુ ચેતના પ્રાપ્ત કરી, પ્રભુમય જીવવાનું કહેવામાં આવે છે. બીજાની ખુબી અનેરી છે, વિદુષી એની બીસન્ટ કહેછે કે "એમાં ભક્તિનું એવા પ્રકારનું સ્વરૂપછે જે ફક્ત હિંદુના હૃદયમાંથીજ સ્પુરી શકે!" ત્રીજામાં જડ

ભૂમિકા ઉપર નહીં, પણ ઉંડાણમાં ઉતરી આત્માની ભૂમિકા ઉપર ઘર બાંધી, ત્યાં રહી જીવવાનો આગ્રહ કરાયેલો છે. ચોથું "વિચાર શક્તિ" એવી નિર્દેશના કરે છે કે આધુનિક વિજળીક શક્તિથી અંજાઇ ગયેલી દુનિયાની આંખને વધારે સાચા પ્રકાશની આવશ્યકતા છે, બલ્કે ખોડ છે મનની શક્તિ કેટલી પરમ છે અને સદુપયોગે કેટલી હિતાવહ છે, એ જાણવાની વિશ્વને હજુ ઘણી ગરજ છે અવ્યવસ્થિત અને ચચલ મનને એક કેન્દ્રમાં પરોવવામાં આવે તો પછી એનું બલ કેટલું છે એ માલુમ પડે. તમે વિસંવાદી વિચારથી દુનિયામાં વિસંવાદીત્વ ફેલાવો છો; સંવાદી વિચારથી સંવાદ ફેલાવો છો: મુંગા મુંગા પણ તમે વિશ્વના દુશ્મન બની શકો છો, મિત્ર બની શકો છો માનવ જાતનું આના જ્ઞાન તરફ લક્ષ ખેંચાય, અને અહીં શાન્તિ અને સલાહ છે પાંચમું બધાથી પરાકાષ્ઠાએ પહોંચેલું છે, નાસ્તિકતામાં પણ આસ્તિકતા રેડે એવો એનો પ્રભાવ છે. સાધુ, મહાત્મા અને ઈશ્વરના અવતારોના રહસ્ય ભેદ પ્રકાશમાં ધરતું, એ મનુ આંખડી અજવાળે છે અને હ્રદય વિશુદ્ધ રસથી ધુવે છે—આત્મા કોઇ પરમ તારના સૂર ઉપર નાચવા લાગે છે. વળી બધામાં એક તત્વ ભાગ્યેજ દૃષ્ટિગોચર થયા વિના રહેશે. પરમ ચેતનાની અને પ્રભુ જીવનની આંખ કેવું આબેહુબ સત્ય જોઇ, રાચે છે-બધાંનો અંદર સમાવેશ કરે છે, એ અહીં સ્ફોટન પામેલા ક્રાઇસ્ટ—જીવન ઉપરથી જોઇ શકાશે. પ્રેમનાં લોચન

મળતાં ધર્મના ઝગડા કેવા નિરસ્ત થાય છે, અને ધર્માનુગામીઓએ ધાર્મિક ઉત્કર્ષ માટે કયાં ઠોકવાનું છે, એ આ દાખલાથી સ્પષ્ટ જણાય છે.

પરમ પૂજ્ય બાબા ભારતી કૃષ્ણ સનમની જે પોક વિશ્વના સુતા હૈયામાં જગાવે છે, એમણે આ સિવાય ઘણું કામ કર્યું છે Krishna: the Lord of Love ની પ્રેમગીતા ગાનાર અને એમાંથી ઝરતા રસનુ પાન કરનાર કેવી તલ્લીનતાથી એમાં ડુબી રહે છે, એ અનુભવનાર જાણે છે આ પ્રસાદી પણ એ ભકત મહાત્માની છે. એ વિશે વધુ ન બોલતાં એક બે—નાના ઉતારા આપવાનું ઉચિત ધાર્યું છે: "સૈકાના આ પરમ પુસ્તકમાં બાબા ભારતીએ, પ્રકાશમાં પોતે સર્વથી ઉચ્ચ સ્થાને છે, એવા પશ્ચિમના મગજમાંથી ઉપસી આવેલા ખયાલો ઉપર આખરનો એક જબ્બર ફટકો માર્યો છે, એમાં કલ્પનામાંજ ફક્ત આવી શકે એવી સાદામાં સાદી અંગ્રેજી ભાષામાં વિશ્વ ઉપરના આત્મભૂખ્યાના કલ્યાણ અર્થે એમણે વિશ્વ રચનાના આન્તર કાર્યો અને ગૃઢ યાન્ત્રિકતા આબેહુબ રીતે પ્રતિબિમ્બિત કરી છે બીજા ભાગમાં ગદ્યાત્મક કાવ્યોથી શ્રીકૃષ્ણની જીવનલીલા ગાયેલી છે, અને આત્મદર્શનો એ આખા અંગ્રેજી સાહિત્યમાં આત્માને ઝણઝણાવી મુકતું વાઙ્ગમય ગાણું છે." "એ અસાધારણ પુસ્તક છે; પરમ ઉત્કર્ષતાએ પહોંચેલી ફિલ્સુફીનું એમાં મુગ્ધ કરી નાંખે એવું વિવરણ છે."

આખરે તો એક વિજ્ઞપ્તિ કરી વિરમવાનુંછે. જે વાંચનાર પ્રિય બન્ધુને ભાષાન્તરના નામથીજ સુગ આવી જતી હોય તે આ પ્રયત્ન માટે ક્ષમા કરશે એવી નમ્ર પાર્થના છે. છતાં ઉમેરવું જોઇએ કે પ્રજા જીવનનો ઉત્કર્ષ ઇચ્છનાર, ઉપયોગની દૃષ્ટિથી જોતાં, પ્રજાના આન્તરમાં સંચાર પામતા પ્રાણની વિશુદ્ધિ પણ ઇચ્છતો હશે, તો એને આ પ્રયત્ન છેક નિરર્થક નહીં લાગે એવી આશા છે કયી ભાષામાં વિચારો સ્ફુટ થયા છે એની જરા ઉપેક્ષા કરી, કેવા મહાત્માના મુખમાથી એ અમૃતમય વિચારો ઉતર્યા છે, એ જોવામાંજ દૃષ્ટિની સાર્થકતા સમાયેલી છે ઉંચી જાતના પ્રેમભાવ અને ભક્તિભાવ કે હરકોઇ ઉત્તમતા ગમે ત્યાં વસતી હોય, ગમે તે ભાષાના વાગા એને ઓરાઢવામાં આવ્યા હોય, અને વિશ્વના ગમે તે ખુણામાં સ્થિત હોય, છતાં ત્યાંથી પણ લાવી એના સ્વરૂપને—એના સૌંદર્યપૂર્ણ પવિત્ર દર્શનને, અમારાં આત્મભૂષણ્યાં ભાઇભાંડુ આગળ ધરવાથી પ્રિય વાંચનારને જરા દુખ થતું હોય તો એ માટે લાચારીના કથન સિવાય બીજું શું થઇ શકે? અને આ લખવુ ફકત પ્રસ્તુત પુસ્તક માટેજ નથી. પણ પ્રભુ કરશે તો આવીજ બીજી વિનન્તિ થોડા સમયમાં Lord Krishna ગુજરાતી ગીરામાં ધરતાં કરવી પડશે અને આ એની આગાહી રૂપ છે.

   

૪૬૭૬



# સ્વામી બાબા ભારતીનો ધાર્મિક પ્રવાસ

સ્વામીજી ત્રણેક વરસ ઉપર અમેરિકાથી હિંદુસ્તાનમાં પાછા આવેલા તે વખતે એમના મુખેથી જણાયલી કેટલીક હકીકતનો અહીં સારાંશમાં ઉલ્લેખ કરેલો છે; એ ઉપરથી આપણને વિદિત થશે કે એમના પવિત્ર અને ધાર્મિક જીવનમા એવા કયા બનાવો બન્યા. જેથી એમણે શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત કરવા ભકિત—સંન્યાસ ગ્રહ્યા અને એના પરિણામરૂપ, એમના આધ્યાત્મિક તેમજ કલ્યાણમય શિક્ષણથી વિશ્વના લુખા હૈયામાં પ્રકાશ રેડવાને પ્રવૃત્તિમાન થયા.

બાર વરસ પર્યંત જ્યારથી સન્યાસ ગ્રહણ કર્યો તેની પહેલીજ પળેથી, તેઓ હિંદુસ્તાનમાં આમ તેમ ભટકયાઃ પવિત્ર સ્થાનોની યાત્રા કરતા, પ્રભુનાં સંકીર્તન ગાતા અને આત્મભુખ્યા સર્વને એમણે જેજે સાક્ષાત્કાર કર્યું હોય તે એ આપતા. આમ બાર વરસ વહી ગયાં, જેમાંનાં છેલ્લાં બે વરસ તો વૃન્દાવનની પવિત્ર ભૂમિમાં ગાળવાની આર્ત્તતાથી, એના દૈવી અને પ્રેમમય વાતાવરણમાં પવિત્ર ભકતોના સહવાસમાં એમણે ગાળ્યાં.

સ્વામીજી કહે છેઃ—

"એક રાત્રે ઘણાજ આગળ વધેલા ભકતો સાથે પ્રભુના પૂજનમાં દિવસનો બધો વખ્ત ગાળ્યા પછી મ્હેં મારી માળાને ભરવી દીધી અને હુ વૃન્દાવનના એ આધ્યાત્મિક કેન્દ્રમાં, રાધાકુંડની એક ઓરડીમાં મારી ચટાઈ

ઉપર પડયો એકદમજ હું પરમાનન્દની મીઠી સુષુપ્તિમાં પડયો, મ્હેં જોયું કે જાણે મારાં આન્તરચક્ષુ કોતરી મારો આખો ઓરડો સોનેરી પ્રકાશથી ઝગમગતો હતો. એ એટલુ બધુ સાચું લાગતું હતું કે સાહજીક રીતેજ આંખ ઉઘડી ગઇ અને મ્હેં જાણ્યું કે એ સ્વપ્ન નહોતું. ખરેખર ! આખો ઓરડો સોનેરી પ્રકાશથી ભરેલો હતો, અને હું બેઠો થયો ત્યારે એ વધારે ને વધારે ગાઢ થતો હતો; એમાં મ્હેં મારી આંખ પરોવી જોવાનો યત્ન કર્યો. તત્ક્ષણ મારી આગળ એક મુખાકૃતિ ખીલી નીકળી, અને હું એ અજાયબ સુંદરતા નિહાળતો હતો, ત્યાંતો સંપૂર્ણ આકૃતિ ઉપસી આવી-શ્રીકૃષ્ણના સંપૂર્ણ અવતાર--મારા પ્રિયતમ, જેનો હું દાસાનુદાસ હતો અને જેમને મારા જીવનના બધાજ બલથી હું ભજતો હતો, એવા શ્રી ચૈતન્યની એ આકૃતિ હતી. શ્રી ચૈતન્યની એ ગાળેલા સુવર્ણને સમરૂપ એવી તો સુંદરતા હતી, એમનો ચહેરો એટલા બધા આકર્ષક હાસ્યથી પ્રસરી રહયો હતો, કે મારી આંખો એમાં ચોટેલી હતી, અને હરઘડી બદલાતાં એમનાં લાલિત્યને પીતી હતી. મને એમ લાગ્યુ કે મારા શરીરમાં મુદલે વજન નથી અને જાણે મારૂં શરીર એના દરેક છિદ્રમાં પ્રવેશતા અને બહાર નીકળતા, એ સુવર્ણમય પ્રકાશમાં તરતું હતું."

"પ્રભુના હોઠ હાલવા લાગ્યા; અને મને લાગ્યું કે એ કાંઇ બોલે છે. એ ઘણાજ સંગીતમય અવાજ તરફ મારા

કાનને ધરતાં મ્હેં એમને આમ કહેતાં સાંભળ્યા,—પ્રિયતમ ! તારે પશ્ચિમમાં-દૂર--અમેરિકામાં શ્રીકૃષ્ણના નામને ફેલાવવા ત્યાં જવાનુ છે. તારે કશીજ ચિન્તા રાખવી નહીં--તને મારી છાતી સરસો દાબેલો રાખીશ અને મારા હૈયામાં દોરીશ ”

“ ધીમે ધીમે આકૃતિ ઓગળી ગઇ અને હું એટલો બધો આકર્ષાયલો હતો કે હું એકે શબ્દ બોલી શકયો નહીં.”

ડંખના અને રડતા હ્રદયે, બે મહિના પછી તો એ સમુદ્ર ઉપરથી હિંદુસ્તાનના કિનારાને સલામી આપતા ચાલ્યા. અમેરિકા પહોંચ્યા તે પહેલાં થોડો વખત ફ્રાન્સમાં અને છ એક મહીના ઇગ્લંડમાં ફેર્યા; ઇંગ્લંડમાં, કોઇ ભાવિક ભકતે આપેલા પૈસા ખુટી પડયા; પણ સ્વામીજી કહે છે “ પ્રભુ જે પૂર્વનો છે તેજ પશ્ચિમનો છે અને એણે અજાયબ રીતે મારી ભીડ ભાંગી.” સમ્રાટ્ શહેનશાહ સપ્તમ એડવર્ડના રાજ્યાભિષેક પ્રસંગે જયપૂરના મહારાજા ત્યાં ગયેલા અને એમણે સાથે શ્રી ગોપાળજીની મૂર્ત્તિ રાખેલી, માટે ચોતરફ એમની હુરીઓ થતી હતી અને હુમલા થતા હતા; આ જોતાં એમણે મૂર્ત્તિપૂજાની તરફેણમાં એક લેખ લખ્યો. એ જાણતા હતા કે જડવાદના આ જમાનામાં, વિજ્ઞાનશાસ્ત્રના શિક્ષણને પૂજનાર પ્રજા સમક્ષ એ લેખ કોઇપણ પત્રમાં પ્રસિદ્ધિ પામે એ સંભવિત નહોતું: અને છતાં એમણે વેસ્ટમિનીસ્ટર ગેઝેટમાં એ લેખ મોકલ્યો.

સાંજના બહારથી લંડન તરફ પાછા ફરતાં રસ્તામાં શું જોયું એમણે ? ગેઝેટના પ્રસિદ્ધિપત્રમાં ભભકાદાર રીતે છપાયલું એમનું નામ અને એ લેખનું મથાળું. એમણે એક નકલ ખરીદી અને સીધાજ ગેઝેટના અધિપાતની મુલાકાતે ગયા અધિપતિએ, પોતના ધર્મનો બચાવ કરવા માટે એમને મુબારકબાદી આપી; એટલુંજ નહીં, પણ પાંચ ગીનીનો ચેક આપ્યો. પછીથી એમણે ઘણી વખ્ત ગેઝેટમાં તેમજ બીજાં અગ્રગણ્ય પત્રોમાં લેખો લખ્યા. પરતુ ત્યાં એ કમાવાના હેતુથી ગયા નહોતા. તરતજ એમણે અમેરિકા તરફ પ્રયાણ કર્યું અને ત્યાં એમને સત્કારવા હઝારો માણસ હાઝર હતાઃ સમુદ્ર વટાવી ઇંગ્લંડમાંથી એમની કીર્ત્તિ ત્યાં પહોંચ્યા પહેલાં ક્યારનીએ પ્રસરી ગઈ હતી.

ખરેખરૂં કામ શરૂ કર્યું:

"શરૂઆતમાં તો મ્હેં હિંદુ ફિલસુફીને સ્ફુટ કરી અને શ્રીકૃષ્ણનું શિક્ષણ આપ્યું પશ્ચિમમાં કેપૂર્વમાં, ઉત્તરમાં કે દક્ષિણમાં, કયી ભુમિમાં હું હતો, અગર હું જેની આગળ વ્યાખ્યાનો આપતો તે શ્વેત પ્રજા હતી કે ઘઉં રંગી હતી, કે એ ક્રિશ્ચિયન પ્રજા હતી કે જયુ પ્રજા હતી, યાતો એ હિંદુ ધર્મને ચાહતી હતી કે આપણને મૂર્ત્તિ પૂજકો તરીકે ધિક્કારતી હતી, તે ધ્યાનમાં લેવાની મ્હેં દરકાર સુદ્ધાં ન કરી. હું મારા આત્માના પાતાળમાંથી બોલતો, અને સાંભળનારાઓની અને ભૂમિની સંસ્થિતિઓ અને સંજોગોને વિસારી

મૂકતો હું મને પ્રતીત થયેલાં સત્યો, શ્રદ્ધાના બધાજ બલથી કહેતો, અને કહેતાં અચંબો થાય છે, કે તેઓ બધા ઝુકી પડતા; દરેક પ્રસંગે, જયારે મ્હેં મારો વિષય પૂર્ણ કર્યો હોય, ત્યાં તો મને જણાતું કે તેઓ મારા વિચારો અને લાગણીઓની પ્રશંસામાં પવિત્રતા પૂર્ણ નમન નમતા"

હવે સ્વામીજીની ઉપર માગણી ઉપર માગણી થવા લાગી, કે તેઓ ક્રિયાત્મક શિક્ષણ આપે, જેથી લોકો હિંદુ-ધર્મમાર્ગાનુસાર અને હિંદુ વિચારની સંકલનાનુસાર એમના આત્માને વૃદ્ધિંગત કરી શકે.

હિંદુસ્તાનમાં અપાય છે એમ એમણે પવિત્ર મન્ત્રો આપી એમની આધ્યાત્મિક ઇચ્છાનો સત્કાર કર્યો.

સ્વામીજી કહે છે;--"મન્ત્રો એ આધ્યાત્મિક શબ્દો છે --શક્તિરૂપ છે, જેનું જ્ઞાનમાત્ર હિંદુસ્તાનનેજ છે, પશ્ચિમ એનાથી અજાણ છે"

"આ પવિત્ર મન્ત્રોની શકિતથી આંદોલનો ઉઠતાં, એમના શરીરમાં, અને મનમાં, અને સર્વમાં એ ફેલાતાં અને એમના ચ્હેરા પ્રકાશથી પ્રફુલ્લતા; અને એમનાં સ્વજનો અને સંબન્ધીઓ પૂછતાં, કે આટલો ત્વરિત ફેરફાર કયાંથી થયો? એવું એ શબ્દ શક્તિનું બલ છે જે અમેરિકનોએ સ્વાનુભવથી અનુભવ્યું."

સ્વામીજી કહે છે "જો પાશ્ચાત્ય પ્રજાને હિંદુસ્તાનના

પવિત્રતમ વેદોનુંજ નહીં, પણ હાલમા પ્રચલિત મૂર્ત્તિપૂજાનું પણ જ્ઞાન આપવામાં આવે તો પશ્ચિમના ઘણા આત્માઓને હિંદુ ફિલસુફીની આધ્યાત્મિક અને ધાર્મિક આત્મચેતનોમાં ખેંચી શકાય. ઘણાં વર્ષ પહેલાંનો મારો આ વિચાર કેટલો ખરો હતો તે મને હવે જણાયું"

## ક્રાઇસ્ટ અને કૃષ્ણ:

"શિષ્યોની સંખ્યા વધી; મારા કૃષ્ણના શિક્ષણે એમના મનમાં પ્રકાશ રેડયો. જીસસ ક્રાઇસ્ટને પણ નહી માનનારા, ધર્માંધ ક્રિશ્ચિયનો કરતાં ઘણી વધારે સારી રીતે ચાહવા લાગ્યા. મારાં ઘણાં વ્યાખ્યાનોમાં મ્હે ક્રાઇસ્ટને સમજાવ્યા એ ઉપરથી, મારા શિષ્યો, એમની બુદ્ધિ અને હૃદયના નમન માત્રથી નહીં, પણ પ્રભુ માટેના ઉષ્માપૂર્ણ--પૂર્વની ઉષ્માપૂર્ણ પ્રેમથી ચાહવા લાગ્યા."

## બોસ્ટન તરફથી નિમન્ત્રણ.

અહીઆં ૫૦૦૦ શિક્ષિત અને આગળ વધેલા અમેરિકન આગળના એમના વ્યાખ્યાને ઘણી અસર કરી. એમાં એમણે હાલના કહેવાતા સુધારાને વખોડી નાંખ્યો. આનંદની ગર્જનાઓ એમને દરેક વાકય શરૂ કરતાં રોકતી. દરેક અગ્રગણ્ય વર્ત્તમાન પત્રોમાં વ્યાખ્યાન પ્રસિદ્ધ થયું, અને એ દરેક ઠેકાણે જાણીતા થયા. બોસ્ટનના લોકોએ એમને જવા ન દીધા એટલે ન્યુયોર્કમાંથી મુખ્યસ્થાન બદલી બોસ્ટનમાં કર્યું.

## બોસ્ટનથી લોસ એન્જેલિસ :

લોસ એન્જેલિસથી એમને ઘણાં નિમન્ત્રણો આવતાં, અને એમણે હવે ઘણાં શહેરોમાં વ્યાખ્યાનો આપ્યાં. ધર્મોની પાર્લમેન્ટ તરફથી નિમન્ત્રણ આવ્યુ ત્યાં એ ગયા અને એમને ઘણા હઝાર શિષ્યો થયા. ત્યાંના લોકોની ઇચ્છા એમને ત્યાંજ રાખવાની હતી; ત્યાંની હવા હિંદુસ્તાનની હવાને મળતી હોવાથી એ ત્યાજ રહ્યા.

## શ્રીકૃષ્ણમંદીર :

"અહીં મ્હેં મારા આન્તરની ઉંડામાં ઉંડી ઇચ્છાને મૂર્તિમન્ત કરવાનુ શરૂ કર્યું; અમેરિકન વૈષ્ણવો માટે શ્રીકૃષ્ણમંદીર, રાધાનું મંદીર અને શ્રીચૈતન્યનું મંદીર, એમ બંધાવ્યાં; મારા શિષ્યો અહી હિંદુશાસ્ત્રોનું વિવરણ સાભળવા આવતા અને સાયંકાલે હિંદુઓની રીત મુજબ આરતી થતી હતી"

અહીં Light of India પ્રથમ પ્રસિદ્ધિ પામ્યું, અને એણે હઝારો આત્માઓને કૃષ્ણચેતનાથી ભર્યા

## હિંદુસ્તાન પ્રતિ નિવર્ત્તન.

પાંચ વરસમાં તો ઘણા શિષ્યો થયા. જે શિષ્યો ન થઇ શકયા તેમના આત્માઓએ શ્રીકૃષ્ણના પુસ્તકદ્વારા અગર બીજા સાધનોથી કૃષ્ણ-ચેતના પ્રાપ્ત કરી. દિન પ્રતિદિન

કૃષ્ણ-ચૈતના ફેલાઇ અને કામનો બોજો એટલો બધો વધ્યો કે પંદર કલ્લાક સુધી કામ કરવું પડતું; સ્વામીજી કહે છે "મારૂ હૃદય હિંદુસ્તાનની પવિત્ર ભૂમિને સ્પર્શવા ઘણુજ આતુર હતું -જોકે કૃષ્ણમંદીરની ભૂમિ, કોઇ અજાયબ રીતે, વૃન્દાવનના પવિત્ર અને પ્રેમમય વાતાવરણથી ભરપૂર હતી

**દેવળધર્મનો અંત** ( End of christianity ):

આ વિશે સ્વામીજી કહે છે "મ્હારી પાકી માન્યતા છે કે થોડા સમયમાં પાશ્ચાત્ય પ્રજાનો ઘણો ભાગ આત્મ—ચૈત નામા હિંદુ બનશે કારણ પશ્ચિમનાં આત્મ -ભૂખ્યાં હૃદયો હાલ બે જાતના અગ્નિના ભડકા વચ્ચે તપે છે, એકતો આધુનિક વિજ્ઞાનશાસ્ત્રથી ઉદ્ભવતું હડહડતુ જડવાદીત્વ અને બીજુ એમના દેવળ ધર્મની બલવતી શૂષ્કતા. હિંદુશાસ્ત્રો અને ધર્મો પદેશકો જે આધ્યાત્મિક—જીવન એમનાં ભૂખ્યા હૃયામા રેડે છે, એ જીવનનું મોટામાં મોટુ ઇનામ છે એવું વિચારતા તેઓ હવે શીખ્યા છે."

હિંદુસ્તાન આવ્યા પછી સ્વામીજીએ The Indo American Zenana Mission એ નામની સસ્થા સ્ત્રીજાતિના હિતાર્થે સ્થાપી છે; વિસ્તાર ભયથી અહીં એ વિષે વધારે ન લખતાં જીજ્ઞાસુની પોતાની ઉપરજ એ વિષે વધારે માહીતિ મેળવવાનું છોડીશું

## આપણા દેશના યુવકો

"આપણા યુવકોએ ઘણીજ સંભાળ રાખવાની છેઃ આપણે એમને ખરા અને ઉપયોગન પન્થે દોરવાના છે. આપણી અનુપમ ગૃહવ્યવસ્થાઓ અને સમાજ જે આપણાં ધાર્મિક સત્યોના આવિર્ભાવ રૂપ છે. એના એ ભાવિ નેતાઓ થવાના છે જો એમને આપણા ધાર્મિક સિદ્ધાન્તો શીખવવામા નહી આવે તો જીવનનાં સનાતન સત્યો સામે એ હુલ્લડ કરશે એટલુજ નહીં, પણ આપણી ધાર્મિક વૃત્તિની ટેવો અને નિયમોને એ તોડી નાંખશે અધુના યુવકોને રાજયનીતિનો કાંઇક ચેપ વળગ્યો છે અને એમાં એ ગાડા થઇ ગયા છે· એ એમના ચારિત્ર્યની દરકાર કરતા નથી અને જીવનના જગલી વિચારોથી મગજને ભરપૂર રાખે છે ખરૂં જોતાં તો રાજયનીતિનુ સકલ તત્ર સરકારના હાથમા છે, અને આપણુ માટે એમા અવકાશ નથી રાજયનીતિના ખયાલો એ કલ્પનાની વંચના માત્ર છે. અને હિંદુસ્તાનને એની કશી આવશ્યકતા નથી. પુરાતન સમયમાં, હિદુઓ એમના પ્રાણને રાજાના હાથમાં સોપતા અને રાજાઓ એમનું પુત્રવત્ પાલન કરતા પરંતુ અત્યારે પાર્લમેન્ટ અને ઓલીગાર્કી (રાજ્યતન્ત્ર ચલાવતુ લોકોનુ નાનુ મંડળ) નું રાજય છે.

"વસ્તુસ્થિતિ જોતાં આપણા દેશના યુવકો, એ પોતે શું છે. કયી ભૂમિમાં છે, શામાટે અવતયા છે, એ બધું વિસરી

જઇ, રાજ્યનીતિના ઉડતા ખયાલોથી દિનપ્રતિદિન અધોગતિ પામતા જાય છે. એમને વારસામાં મળેલી વસ્તુ આધ્યાત્મિકતા છે—ઐહિક સ્થૂલતા નહીં."

## વિચારમૂર્ત્તિઓને અખણ્ડિત રાખીએ અને આપણે સલામત છીએ:

"સાચો હિંદુ—દેશભક્ત હિંદુસ્તાનની ચામડીને પૂજનાર નહીં—ચામડી જે અર્થશાસ્ત્ર એને રાજ્યનીતિના વણાટથી વણવામાં આવી છે એને પૂજનાર નહીં, પણ એના દેશના ધાર્મિક, તાત્વિક, સાંસારિક અને ગાર્હસ્થ્ય તત્ત્વોમાં વહેતા પ્રાણથી ભરપૂર છે, એવો દેશભક્ત આખા દેશની લક્ષ્મી લઇ જવામાં આવે છે, કે દુષ્કાળમાં લાખો જીવો ભૂખે મરે છે એની દરકાર નથી કરતો: પરન્તુ યુગોથી સિદ્ધ થયેલી ધાર્મિક ચેતના ક્યાં નષ્ટ પામે છે અને ક્યાં વિનાશિત થાય છે એની દરકાર કરે છે. હિંદુસ્તાનના હિંદુઓ કોતરોમાં જીવે છે કે દિવસનું ખાણુ એક વખત લે છે, એના કરતાં ઉપરની બાબત ઘણી વધારે ગંભીર છે. આપણે આપણી સમક્ષ આપણા વેદો, આપણાં પુરાણો, આપણી સ્મૃતિઓ અને દર્શનો, આપણાં વ્હાલાં રામાયણ અને મહાભારત રાખીએ, અને આપણા કીર્ત્તિમન્ત ઋષિઓ શું કહેવા માગતા હતા એનો સાચો પ્રકાશ આપણા પ્રચલિત રીવાજોથી પ્રાપ્ત કરીએ અને પછી આપણને, આજે શું જમીએ છીએ અને

બીજી વખત કયારે જમીશું, એની દરકાર નહીં રહે આપણી અધ્યાત્મિકતા જમીનમાં કસ લાવશે. આપણે મોટામાં મોટી આધ્યાત્મિક પ્રજા છીએ, વિશ્વની ઉપદેશક પ્રજા છીએ; અને આ બે હકીકતો આપણને દુનિયાના બધા રાજ્યદ્વારી હકોની પ્રાપ્તિ કરતાં વધારે ઉંચી ગતિને પમાડશે. આધ્યાત્મિક સાધુઓ મટી હિંદની રાજ્યનીતિના શુદ્રો બનવું, એ આ માનસિક શુન્યતા અને તમઃપ્રધાન કાલમાં પણ મહાન્ વિપત્તિ રૂપ છે. હા, એ લંગરને, પ્રભુચેતનાના લંગરને બાઝી પડો, અને બધુંજ સારૂં થઇ જશે "

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧૭ | રહેશે. | રહેશે, |
| ૨૬ | ૨૧ | જ્ઞાના | નાના |
| ૩૬ | ૨૨ | તેએ | તેઓ |
| ૪૦ | ૭ | લાગડતા | લગાડતા |
| ,, | ૧૫ | અમતે | અમને |
| ૪૪ | ૧૦ | લખત | વખત |
| ૪૫ | ૭ | આચરણુમ | આચરણમાં |
| ૪૭ | ૨૬ | છે. | છે – |
| ,, | ,, | દૂર - | દૂર |
| ૪૮ | ૯ | નહા | નહીં |
| ,, | ૧૧ | અતે | અને |
| ૬૦ | ૧૬ | હોય. | હોય, |
| ,, | ૧૭ | હ્રાય | હોય |
| ૬૨ | ૭ | પ્રકારનો | પ્રકાશનો |
| ૬૪ | ૪ | જવાય | જવાય તો. |
| ,, | ૧૪ | જંગલેમાં | જંગલોમાં |
| ૭૭ | ૬ | ચહાતો | ચાહતો |
| ૮૧ | ૨૨ | ( પહેલો શબ્દ " નહીં " છે ). | |

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૨૨ | તેએ | તેઓ |
| ૮૯ | ૧૬ | છે | છે, |
| ૯૧ | ૨૨ | બલમ | બલમા |
| ૯૬ | ૧૯. | ચ્યાત્મામાંથી | આત્મામાંથી |
| ૯૮ | ૧ | માહુત્મા | મહાત્મા |
| ,, | ૨ | આન્મા | આત્મા |
| ,, | ૫ | હુઝરે | હઝારે |
| ,, | ૧૧ | આવશ્યક્તા | આવશ્યકતા |
| ,, | ૧૮ | મગ્યુ | મળ્યુ |
| ૯૯ | ૧૧ | પડવામા | પાડવામાં |
| ,, | ૧૯ | એ ત્યારે | ત્યારે એ |
| ,, | ૨૦ | જેના | જેનો |
| ૧૦૦ | ૨ | માનવ-આત્મઓના | માનવ-આત્મા-ઓના |
| ,, | ૩ | જમનાઓમાં | જમાનાઓમા |
| ,, | ,, | અવાતાર | અવતાર |
| ,, | ૭ | આત્મના | આત્માના |
| ૧૦૨ | ૮ | આાવશ્ક | આવશ્યક |
| ૧૦૬ | ૧૧ | ઉંચા | ઉંચાં |

# અનુક્રમણિકા


| | |
|---|---|
| | પૃષ્ઠ |
| સાચુ સાચું જીવન ... . ... | ૧ |
| તમે પ્રેમ અનુભવ્યો છે? ... ... ... | ૨૫ |
| શું આપણે જીવીએ છીએ ? .. ... | ૪૯ |
| વિચાર શક્તિ . .. ... ... | ૬૯ |
| સાધુઓ, મહાત્માઓ અને પ્રભુના અવતારો ... | ૮૭ |

# સાચું સાચું જીવન

મારા પ્રભુનાં વ્હાલાંઓ,

પૂર્વમાં કે પશ્ચિમમાં, ઉત્તરમાં કે દક્ષિણમાં, આ પૃથ્વી ઉપર માનવી જીંદગી અને તેનાં રહસ્યો શું છે, એ જાણવા માટેની શોધ કરી રહ્યો છે. હા, બધાં જીવનનાં છુપાં રહસ્યો શોધવા મથી રહ્યાં છે. જો કે આપણે આ જીવન જીવીએ છીએ છતાં આપણામાંના ઘણા, આ જીવન જે આપણે આત્માની સ્થૂલ ભૂમિકામાં જીવીએ છીએ તે બહારનું છે કે આન્તર છે એ જાણતા નથી

"સાચું જીવન" એ શોધનો વિષય છે. સાચું સાચું જીવન—બે વખત "સાચું" શા માટે? આપણે બધા, બલ્કે આપણામાંના ઘણા, આ જડ જીવનને, આ સ્થૂલ જીવનને, આ જીવન જે આપણે શ્વાસોશ્વાસ માટે જીવીએ છીએ, જે આપણે જીવવાની ખાતર જીવીએ છીએ, જે આપણે સ્થૂલ લાગણીઓના અનુભવ માટે જીવીએ છીએ, આને "સાચું જીવન" કહીએ છીએ.

જયારે આપણે સાવધ હોતા નથી, જયારે આપણે ઉંડાણમાંથી વિચારતા હોતા નથી, જયારે આપણે આત્મસંયમનથી દૂર હોઇએ છીએ, જયારે આપણે ઉપર ચોટીઉં વિ-

ચારતા હોઇએ છીએ-અને ઘણી વખત આપણે ઉપર ચોટી-ઉંજ વિચારીએ છીએ, ત્યારે આપણામાંના ઘણા આને "સાચા જીવનનો અદ્દભૂત ભાગ" એમ કહીએ છીએ, જાણે કે અદ્દભૂત ભાગ એ કાંઇ દૂર અને કલ્પિત હોય અને 'સાચું જીવન' એ આ ખાવાનું, પીવાનુ, ઉંઘવાનું અને આપણને ઘેરી રહેલી જડ વસ્તુઓને વિચારવાનું, ક્રિયાત્મક જીવન હોય નહી ! અહો ! જડવાદના આ જમાનામાં આપણે કેવા ભ્રમમા પડીએ છીએ અથવા પડયા છીએ ! આ જીવનને આપણે 'અનુભવનુ' 'સાચું-સાચું જીવન' કહીએ છીએ.

અને કોઇ વખતે જ્યારે આપણે ભ્રમમુકત થઇએ છીએ,-જેમ આપણે બધાય થવા જોઇએ અને થઇએ છીએ, ત્યારે આપણે કાંઇ પણ વધારે ડાહ્યા થતા નથી. આપણે ભ્રમમુકત થઇએ છીએ. એક પલભર આપણે ચમકીએછીએ આપણે અંદર જોવા પ્રયત્ન કરીએ છીએ; પણ બહાર જોવાની ટેવ, સત્ય પોતે કેવું છે, એ શીખતાં આપણને અટકાવે છે. પાછા ફરી, આપણે "સાચું જીવન" જે હમેશ બદલાતું છે તેની સામે ખડાજ હોઇએ છીએ. અને આપણે આ અસ્થિર ભૂમિકાને, આ સ્થૂલ શરીરને "નિત્ય" કહીએછીએ, જાણે કે આપણે કદી પણ ભ્રમમુક્ત થયા નહોતાઃ અને જેમ આપણે અગાઉ કરતા હતા તેમ;જીવનને એની સપાટી ઉપર ચલાવીએ છીએ.

આપણી જડ ઈન્દ્રિયો આપણને ઘણી વખત ભ્રમમુક્ત કરે છે. આપણી જડ ઇન્દ્રિયો જે હમેશાં આપણને છેતરે છે તે કોઇ કોઇ કાલે આપણી મિત્રો થાય છે. આ જડ ઇન્દ્રિયો જે આપણી દુશ્મન છે તે મિત્રો થાય છે અને કોઇ કોઇ વખતે સત્યની ઝાંખી કરાવે છે, યાતો સત્ય શોધન માટે સૂચન કરે છે. કોઇ ાઇ વખતે આપણે જોઇએ છીએ કે આ ઇન્દ્રિયો, જે આપણે ધારીએ છીએ કે આપણા સાચા સ્વરૂપનો ભાગ છે—ઇન્દ્રિયોનું આ જીવન, જેને આપણે લાંબા સમયથી સાચા જીવન તરીકે લેખતા હતા, ઉપયોગ માટે ફક્ત એજ જીવન છે એમ ગણતા હતા, જાણવા માટે અને જન્મથી મૃત્યુ સુધી જીવવાને એ એકજ જીવન છે એમ ધારતા હતા. તે આપણને સાબિત કરી આપે છે કે એ સાચા જીવનનો માત્ર પડછાયો છે." પ્રતિબિમ્બોનું" પ્રતિબિમ્બ -ઘણાં પ્રતિબિમ્બોનું પ્રતિબિમ્બ છે;—કે એ માનસિકતાનો જડ બનેલો આવિર્ભાવ છે અને માનસિકતા એ આત્મિકતા-નો સૂક્ષ્મ આવિર્ભાવ છે.

બાદશાહી મહેલોમાં વસતા, આહાર વિહારમાં ડુબી ગયેલા, જેની હુકૂમતમાં આપણા ખયાલમાં ન આવી શકે એવી, કે જે વિષે આપણે ફક્ત સ્વપ્નમાંજ કલ્પના કરી શકીએ એવી, ઘણી આર્થિક વસ્તુઓ હતી, એવા મહાન્ ધનવાળા માણસોના દાખલા આપણે જાણીએ છીએ એમ આપણને સેંકડો અને હઝારો જડે છે; પણ હૃદયમાં કાંઇક,

હૃદયમાં કાંઈક દર્દ, હૃદયને કોઈ ગમગીન ઘા થાય અને તેઓ તેમની આસપાસની દુનિયાને તદ્દન ભૂલી જાય છે. આપણે દાખલો લ્યો, આપણે ગમગીન છીએ. જે આરસપહાણના મહેલોમાં આપણે વસીએ છીએ તે તરફ જોઈએ છીએ, બધાજ વિહારો જે આપણી તહેનાતમાં છે તે તરફ આપણે જોઈએ છીએ, અને છતાં આપણું હૃદય ગમીથી ઉંચું ઉછળતું રહે છે અને આખું વિશ્વ આન્તર અને બાહ્ય શૂન્ય શૂન્ય દેખાય છે—સુકું-જીંદગીમાં કશા રસ વગરનું લાગે છે. અને પછી થોડાક સમય સુધી આપણને લાગે છે—કે સુખ એ મનની સ્થિતિ છે—કે સુખ એ આપણી સત્તામાંની બાહ્ય વસ્તુઓમાંથી, બાહ્ય સૃષ્ટિમાંથી પણ મેળવી શકાતું નથી,—કે એ મનની સ્થિતિ છે.

આપણને કોઈ ઉપર પ્રેમ થયો—કોઈ, જે આપણા શરીરમાંથી અગર જેને આપણે ચાહીએ છીએ તેના શરીરમાંથી જન્મેલું છે. અને જયારે એ શરીર દૂર થાય છે, જયારે એ શરીર ગુમ થાય છે ત્યારે આપણને લાગે છે કે વિશ્વ શૂન્ય છે; પછી આ વિશ્વમાં એવું કાંઈ નથી જે આપણું ધ્યાન આકર્ષી શકે અથવા એક પળ પણ આપણા હૃદયને રોકી શકે એ બધું શૂન્ય છે અને આનંદ વિનાનું વેરાન છે

અને પછી આપણને લાગે છે કે એક કંગાલ ઝુંપડીમાં, રાચરચીલા વિનાના, જીંદગીના બધા ઉંચા વિહારો

વિનાના એક ગરીબ છાપરા નીચે એક જોડું વસે છે, ત્યાં કોઇ કોઇ કાલે વધારે આનંદ અને વધારે શાન્તિ હોય છે, તહીં વધારે સંગીન મઝાહ હોય છે. પ્રેમ જે ચિરસ્થાયી છે, પ્રેમ જે પ્રત્યેક પળે વૃદ્ધિ પામે છે, પ્રેમ જે સત્યની ઝાંખી દર્શાવે છે, વિલાસી અમનચમનમાં જે આનંદ અસ્તિત્વ ધરાવે છે તે કરતાં જે ઘણો વધારે આનંદ આપે છે, તેવા એક બીજાના પ્રેમથી ભરપૂર, ધારો કે તેઓ પતિ પત્ની છે આ જોડું કદાચ જાણતું નહીં હોય, પણ, સાચો પ્રેમ જે આન્તરમાથી આવે છે, પ્રેમ જે કોઇ સ્થૂલ વસ્તુ જોડે સંબન્ધ રાખતો નથી, પ્રેમ જે ઐહિક સહાય્ય ઉપર આધારભુત નથી, જે ઐહિક સ્થિતિ પરત્વે અવલમ્બિત નથી, પ્રેમ જે અરસપરસને માટે એમનામાંથી ઉભરાઇ જાય છે—એ એમના સુખનુ મૂલ છે તેઓ એને પ્રેમ-પ્રેમ કહે છે "હું તને ચાહુ છું" તેઓ બોલે છે અને ત્યાં, એ એકાન્તિક ઝુંપડીમા, તે કંગાલ રાચરચીલાની મધ્યે એમનું સઘળું પ્રેમ-જીવન અસ્તિત્વ ધરાવે છે એમના સૌખ્યનો સરવાળો ત્યાં આવી રહે છે. બહારથી તેઓ ગરીબ દેખાય છે, પોતાની અંદર તેઓ ઘણાંજ સંપત્તિવાળાં છે. બાજરીના રોટલાનો કટકો–તે પણ ઘી વિનાનો, એમનુ પ્રેમજીવન ટકાવવાને સારો ખોરાક છે.

દુર્ભાગ્યે આવા દાખલા ઓછાને ઓછા થતા જાય છે, કારણ કે આપણું મન સર્વદા બહાર ડોકીયાં કરવા પ્રયત્ન-

શીલ છે અને બહારથી આનંદ, મઝા અને સુખ લે છે, એટલે કે આર્થિક વસ્તુઓ જે સઘળા અસ્થિર સ્વભાવની છે, જડ વસ્તુઓ, જેનો દરેક ગુણ વિકારવશ છે—તેમાંથી. તેટલા માટે આ જડ વસ્તુઓ જેનો સ્થૂલ ગુણ વિકારીત્વ છે, અને જેમાંથી તમે આનંદ લો છો, તે આનંદ પણ વિકારીત્વમાં ભાગ લેવાને બન્ધાયલો છે.

હા, આપણી ઇન્દ્રિયો આપણને આમ શીખવે છે. આપણી ઇન્દ્રિયો પણ આપણને બીજા પાઠો શીખવે છે, પણ શિક્ષણોએ આપણી ઉપરથી એમનો કાબુ ખોયો છે—આપણે બધા જડ વિશ્વ જોડે એટલા બધા ગુંથાયલા છીએ આપણે બધા એટલા બધા ગુંથાયલા છીએ કે ઇન્દ્રિયોનો સૂર સુદ્ધાં, ઇન્દ્રિયોપલબ્ધ અનુભવ પણ, ઇંદ્રિયોથી અપાતા પુરાવા અને સાબીતિઓ સુદ્ધાં, આપણે વિસરી જઇએ છીએ, અને એમાંથી કશોય લાભ મેળવવાને નિષ્ફળ નીવડીએ છીએ.

જો આપણે તપાસીએ તો આપણને માલુમ પડે કે ઇંદ્રિયો એવું બતાવે છે કે તેઓ મનને તાબે છે, મનના ભાગ છે—મનના ગુલામો છે મન રાજા છે. અને ઇંદ્રિયો તો ફક્ત ગુલામો છે જે રાજાને હુકુમવશ વર્ત્તે છે. જ્યારે આપણું મન દૂર—કોઇ બનાવ બન્યો હોય તેમાં, અતિશય નિમગ્ન થયું હોય છે, કોઇ વિચાર આપણે ઘણી તલ્લીનતાથી વિચારતા હોઇએ છીએ, ત્યારે આપણે

જમતા હોઇએ, છતાં આપણને ખબર નથી હોતી કે આપણે શું જમીએ છીએ—ત્યારે આપણે જાણતા પણ હોતા નથી કે આપણે શું જમીએ છીએ મન શૂન્ય છે અને સ્વાદેન્દ્રિ સ્વાદ લેતી નથી. જો આપણે જરા વિચાર કરીએ તો જણાંશે કે મન એકલુંજ સ્વાદ લે છે, સ્વાદેન્દ્રિ નહીં. જો મન શૂન્ય હોય તો સ્વાદેન્દ્રિ સ્વાદ લેતી નથી—તે ક્રિયાત્મક હોય છતાં સ્વાદ લેતી નથી

આપણું મન જ્યારે ગુમ થઇ ગયુ હોય છે અને કોઈ માણસ આપણને કાંઇ કહે છે, ત્યારે આપણે દરેક શબ્દ સાંભળ્યો હોય છે અને હા—હા—હા—હા કહી ડોકું પણ ધુણાવ્યુ હોય છે; અને છતાં આપણે એકે શબ્દ સાંભળ્યો હતો નથી જ્યારે બોલનાર પુછે છે કે તમે એમજ ધારો છો ને ? ત્યારે આપણને ખબર નથી હોતી કે આપણે કયાં છોએ

આ જીવનનાં સત્યો છે, જીવનનાં સાધારણ સત્યો છે, જે સાબિત કરે છે કે ઉપભોગ મન લેછે—ઇન્દ્રિયો નહી. મન સ્વાદ લેછે; ઇન્દ્રિય નહીં. આપણે લોકો સામું જોઇએ છીએ; આપણું મન ગુમ, વિચારમગ્ન હોય છે—આપણે એમને જોયા નથી હોતા, અને આપણે બેદરકારી માટે ક્ષમા ચાહીએ છીએ આંખ પણ જોતી નથી જુએ છે એ મન છે

આવું જ દરેક ઇન્દ્રિય સારૂ. ઇન્દ્રિયો કઇજ નથી.

મન જાણે છે, મન લાગણી ધરાવે છે, મન જુએ છે. મન સાંભળે છે, મન સ્વાદ લેછે. એ મન છે. આપણે, ઇન્દ્રિયોજ બધું છે, અને મન એ જાણે એમનો ગુલામ છે એવું ધારવામાં કેવા છેતરાઇએ છીએ !

આવી રીતે ઇંદ્રિયો કરતાં મન વધારે સાચુ છે ઇંદ્રિયો કરતાં મન વધારે બલવાન છે. છતાં આપણે એને ઘણી વખત ઇંદ્રિયોનું ગુલામ બનાવ્યું છે; આપણે એને ઘણીજ જંગલી· બંડખોર પ્રજાને વશવર્તી બનાવ્યુ છે. તેથી કરીને આપણે મનમાંથી સીધી સલાહ સુદ્ધાં મેળવી શકતા નથી. મન વિચારે છે અને બોલે છે; પણ જયારે આપણે બધી રીતેજ ભેળસેળ થઇ ગયા હોઇએ, આપણી માનસિકતા ઇંદ્રિયો સાથે બધી રીતે ભેળસેળ થઇ ગઈ હોય, ત્યારે આપણે સર્વતઃ ઇંદ્રિયોમાં ડુબેલા જીવીએ છીએ–મન જે રાજા છે તેને આપણે એનાં વ્હાલાંઓનું ગુલામ બનાવ્યું છે. જો આપણે ડાહ્યા હોઇએ, અથવા તો જો–મન રાજા છે, એવું વિચારવાને આપણામાં થોડી પણ બુદ્ધિ હોય, તો આપણે આ જોવુ જોઇએ.

આવું છતાં મનને ઇંદ્રિયોનું ગુલામ બનાવી શકાય છે. દુર્ભાગ્યે મન ઈંદ્રિયોના, બહારની દુનિયાના, જડ સૃષ્ટિના અનુભવ સિવાય કશુંજ જાણતુ નથી. તમે માત્ર આ જડ દુનિયામાં જીવો છો ત્યારે મન પોતાનું મનપણુ ગુમાવે છે. ઇંદ્રિયો મસ્ત હોય છે અને તમે આ સ્થૂલ જીવન, કોઈ પણ

જાતના સાચા સુખ વિનાનુ. કોઈપણ જાતના ચિરંજીવ સુખ વિનાનુ જીવો છો:–તમે આ સ્થૂલ જીવન જીવોછો અને એને "સાચું" કહો છો.

નહીં! જયારે આપણે જાણીએ છીએ કે મન એજ સાચો ભોકતા છે, અને જયારે આપણે થોડું તપાસીએ છીએ. ત્યારે શું આપણને આ સંગીન સત્ય માલુમ નથી પડતું? હા—એ એવું સત્ય છે જે આપણને જડયા વિના રહી શકે નહીં. અને જેની આપણને ખાતરી થયા વિના રહે નહીં. આપણે જરા વધારે ઉંડા ઉતરીને શોધ કરીએ, અને ત્યારે આપણે શીખીશું કે આપણે ઈંદ્રિયોદ્વારા મનથી જે મોટામાં મોટાં સુખો ભોગવીએ છીએ તે સદિગ્ધ છે, એવા અર્થમાં કે થોડા સમય પછી એ આનંદ આપતાં અટકી પડે છે. આપણે પ્રથમ જે સ્થૂલ સુખનો અનુભવ લીધો અને તે વખતે જે ભોગવ્યું. તેવુંજ તે હવે નથી. એની તીવ્ર લાગણી જતી રહી છે, અને તેને બદલે આપણને અન્ય પ્રકારનું સુખ મળે છે, તેથી આપણે કાંઇ એવું ખોળવા પ્રયત્નશીલ બનીએ છીએ કે છેલ્લી વસ્તુ ભોગવતાં જેવી ઉત્કટતાથી આપણે સુખ ભોગવ્યું હતું તેવુંજ સુખ મળે. અને વળી ફરી કેટલોક કાલ બીજું ને બીજુંજ ખોળ્યા કરીએ છીએ

જો આપણે ડાહ્યા હોઇએ તો ઐહિક દરેક સુખ ભોગવવાને પ્રયત્ન કરવાની આપણને કશીજ આવશ્યકતા નથી

આપણે નિશ્વાસો નાંખવા ન જોઇએ, કાંકે આપણી પાસે એ સાધ્ય કરવાની હકુમત નથી. દુનિયાની સમૃદ્ધિમાં વધારે સંપત્તિવાળાના અનુભવથી આપણે શીખી શકીએ કે આ ભાગ્યશાળી પ્રાણીઓ, ઇંદ્રિયોના અને જડ પદાર્થોનાં સુખો-માંથી ઉદ્‌ભવતા અસંતોષની બાબતમાં આપણાં જેવીજ સ્થિતિ-માં છે. રાજાઓ અને લક્ષાધિપતિઓ, તેઓ પણ સુખના નવા વિષયો શોધવાના પ્રયત્ન કરતાજ હોય છે. સુખના વિષયો એમને લાખો હોય છે પ્રત્યેક દિવસે તેઓ શહેનશાહને કે રાજાને કે કરોડપતિને કાંઇ ને કાંઇ નવા વિષયોથી રીઝવવાને પ્રયત્ન કરતાજ હોય છે. જે વિષયો પહેલાં એને સંતોષતા, તે હવે એને સંતોષ આપી શકતા નથી તે હરદમ નવા વિષયની શોધમાં—કંઇ ને કંઇની શોધમાં હોય છે. એ વિષય એણે પ્રાપ્ત કર્યો કે ભોગવ્યો એટલે ફરીથી એજ શોધમાં એ ભટકતો, એજ પ્રવૃત્તિમા, એને થોડીક મઝા આપે—એના જીવનમાં જરા ઉંડો આનંદ આવે, કાઇક એવું શોધવામાં એ બહાર રખડતો હોય છે. જો આપણે ડાહ્યા હોઇએ તો આપણે બીજાઓના અનુભવનો લાભ લઇ શકીએ.

જો આપણે જરા વિચારીએ, જરા ચિન્તન કરીએ તો પ્રશ્નો ઉદ્‌ભવે છે—ત્યારે આ પ્રશ્ન ખડો થાય છે. ત્યારે આનંદ કયાં શોધવો જોઇએ ? ત્યારે આ આનદ જે લક્ષા-ધિપતિ, રાજા કે શહેનશાહને અપ્રાપ્ત છે, તે કયાં છે?—આનંદ જે 'આપણે જન્મથી માગીએ છીએ. આનંદ, એવો

જ સુખ આપે; સુખ—જેની મઝાઓ કદીએ નીરસ ન બને —જેની મઝાઓ સદાએ આપણા સાનિધ્યમાં રહે, જે આપણને આનંદ આપે અને તે એવોકે, વિષયોથી સ્વતંત્ર થવાય, વધુ શોધમાંથી મુક્ત થવાય: આનંદ. જે બધી શોધખોળને નિરસ્ત કરશે, અને આપણે કોઇ કાયમના આનંદથી!—કોઇ એવા આનંદથી જે આપણામાં ચિરસ્થાયી રહેશે તેથી—સુખી સુખી, ઘણા સુખી થઇશું: આનંદ જે જીવનની સ્થિતિઓ ઉપર આધાર રાખે નહીં· આ આનંદ ક્યાં છે ?

આ ઘણોજ બુદ્ધિસંપન્ન પ્રશ્ન છે, જે આપણે પુછી શકીએ કારણ કે આપણે ખોળીએ છીએ તે આ આનંદ છે; તેજ આ કાયમનો આનંદ. જ્યારે આપણે ઐહિક વસ્તુઓનો ઉપભોગ કરતા બંધ પડીએ અને એ આપણને કોઇ પણ રીતે સુખી બનાવી શકે નહીં, આપણને સંતોષ આપી શકે નહીં, ત્યારે એનો અર્થ એવો થાય છે કે એ આપણને અસુખી બનાવે છે; એનો અર્થ એવો થાય છે કે આપણે કાંઇ બીજું જોઇએછીએ, જે ભોગવી શકાય: આપણને અન્ય વસ્તુનો અનુભવ જોઇએછીએ.

આપણે કોઇ વસ્તુમાંથી વધારે સુખ મેળવવામાં નિષ્ફળ નિવડીએ છીએ, ત્યારે આ નિષ્ફળતા આપણને કહે છે કે આપણે કોઇ એવા કાયમના સુખ માટે શોધ કરીએ છીએ--કાંઇ એવું જે આપણે પ્રાપ્ત કર્યું નથી. ઐહિક વિષયો

નિત્યને માટે ભોગવવામાં પ્રયત્નશીલ આત્મા, વેદની ભાષામાં નેતિ નેતિ કહે છે; તે નિષ્ફળ નિવડે છે; અને આત્મા વધુ ઉપયોગ લેવાને સશક્ત નહી હોવાથી આપણું મન અને હૃદય વધારે ઉપભોગ લઇ શકતાં નથી આત્મા એનો ખોરાક માગે છે, એનો પોતાનો ઉપભોગ માગે છે ત્યારે એ કહે છે 'નેતિ–નેતિ–નેતિ' આ નહીં–આ નહી -આ નહી'–'જે હું શોધું છું તે આ નહી.'

આપણે બધા આપણા મનને, ઇંદ્રિયોને, શરીરને પોષણ આપવાને પ્રયત્ન કરીએ છીએ. આપણે આત્માને પોષણ આપવાની, આત્માને સુખ આપવાની ઉપેક્ષા કરીએ છીએ કારણકે આપણે આપણામાંના લગભગ બધાએ એનો નાશ કર્યો છે "નાશ કરવો" એથી હુ એમ કહેવા માગું છું કે આપણને એનું ભાન નથી આપણુ ભાન માનસિક ભૂમિકા ઉપર અને ઐન્દ્રયિક ભૂમિકા ઉપર રહે છે. પછી આપણે પુછીએ છીએ "આ આનદ તે કયો?" આપણે એવું પુછીએ છીએ કે આ આનંદ જે દરેક જણ, પુરૂષ, સ્ત્રી, વા બાલક, ખોળી રહ્યાં છે, આનદ, જે જીવન્ત રહેશે, અદ્યપિ પર્યન્ત જે સુખ આપણે પ્રાપ્ત કર્યું છે તે કરતાં કાંઇક વધુ સુખ આપશે—એ ક્યાં?

આપણે જરા મનન કરીએ અને આપણને માલુમ પડશે કે, રાજાઓને, બાદશાહોને, કરોડપતિઓને જે આનદ જડયો

નથી તે એજ. અને જોકે આપણે ગરીબ છીએ છતાં, તેઓ આપણા જેવાજ છે.

તેટલા માટે આ બહારની ભૂમિકા ઉપર એ ઉપલબ્ધ નથી મ્હેં તમને કારણ કહ્યું છે, એમ છે કારણકે બધી જડ વસ્તુઓ અનિત્ય પદાર્થોની બનેલી છે. આપણે કંઇ નિત્ય માગીએ છીએ; કાંઇક એવું જે બદલાય નહીં. વિકારોની આ દુનિયામાં આપણે કયાં શોધીશુ એને?—વિકારવશ વસ્તુઓની આ દુનિયામા, વિકારવશ એવા ગુણોની આ દુનિયામાં કયાં શોધીશું? આપણે જયારે જીવનને એના મૂલ તરફ વાળીએ છીએ ત્યારે આપણને માલુમ પડે છે, કે એ અંદર છે, જીવનનું મૂલ આપણામાં છે. આ મન ખરૂં જોતાં ઉપભોગ્ય નથી; છતાં આપણને લાગે છે કે આપણી અંદર એવું કાંઇક છે જે પુરેપુરૂં ભોગવવા લાયક છે; અને એ આપણી ચેતના છે. તે ઓછા પ્રમાણમાં વિકારવશ છે માટે વધારે ઉપભોગ્ય છે, અને મન એને તાબે છે, એનું ગુલામ છે. મનની અદર જોવું આપણને મુશ્કેલ પડે છે. આપણે એવુ કરવાને ટેવાયલા નથી "લોકો કહે છે કે, 'મનની અંદર જુઓ,' પણ એ શી રીતે બને?" દયાપાત્ર માનવ જાત! "કહો, કહો, કેવી રીતે, કેવી કેવી રીતે હું મારા મનમાં જોઉં?" એક ઘણો યોગ્ય અને વ્હેવારૂ સવાલ, જેને માટે દરેક પુછનાર તરફ સદ્‌ભાવ હોવો ઘટે.

"એમાં શી રીતે પ્રવેશ કરવો, કેવી રીતે, મને કહો"

જેની ચેતના આન્તર મનમાં, મનના મૂલ આગળ સ્થિત છે અને જે એવા આન્તર રાજ્યનો, આન્તર મનનો ભોમીયો છે તે તમને દ્વાર ઉઘાડી આપશે. તમારા આત્માનો વિચાર કરવાથી, તમારો આત્મા-એ શું છે એ જાણવાથી; જેમણે આત્મચેતના પ્રાપ્ત કરી છે, જેઓ એમાં સ્વાનુભવથી રહે છે, જેઓ એ આત્મચેતનામાં રહે છે, તેઓએ આત્મા અને તેના ગુણોની જેવી લક્ષણા બાંધી છે અને જેવું વર્ણન કર્યું છે, એ ઉપર તમારા મનને એકાગ્ર કરવાથી તમારૂં મન આન્તરાભિમુખ થશે. મન પોતે એવું સાધન છે જે પોતાનું દ્વાર ઉઘાડે છે અને તાળું ખોલે છે, પોતાનાંજ રહસ્યો પ્રગટ કરે છે, જો તમે તમારા આત્માના રહસ્ય ઉપર એકાગ્ર ચિત્ત મનન કરો એટલે કે જો તમે મનના છેક ઉંડાણ ઉપર એકાગ્ર થાઓ— એવા એકાગ્ર વૃત્તિવાળા થાઓ કે અન્ય કોઇ વિચારજ નહીં, અને પછી જો એ એકાગ્રતા કોઇ એવા અલક્ષ્ય વિષય ઉપર સ્થિર કરવામાં આવે, તો એજ એકાગ્રતા વખત જતાં અંદરના પડદા ભેદશે અને આન્તરના મહેલો અને આરસપહાણનાં મદીરો તમારી દૃષ્ટી આગળ, મનની આત્મમય થયેલી દૃષ્ટી આગળ ખોલશે.

મન બહારના વિષયોનું, બહારના જડ વિષયોનું, ચિંતન કરે છે; અને મનનું દર્પણ પૃથ્વીની અને જડત્વની ધુમ્મસની છારીથી આવૃત્ત થાય છે. મનના દર્પણની સપાટી ઉપર ધુમ્મસ છારીરૂપ બને છે અને જ્યારે મન હૂં મારા મનને

જાણુવા માગું છું, હું મારા આત્માને જે તેઓ કહે છે કે મનનું મૂલ છે તેને જાણુવા માગુંછું, એવા સરલ વિચારથી આન્તરાભિમુખ થાય છે ત્યારે આ વિચાર પણ તમને મદદ કરશે, જો તમને પૂરતી ધીરજ હશે તો,—તમારામાંના ઘણા ઓને જે નથી હોતી. જો મન આવી રીતે એકાગ્રતા પામેલું હશે તો દ્વાર ઉઘડશે અને આત્મભાનુ, આત્મા, પ્રભુપ્રતિકૃતિ તમારા મનના અલૌકિક દેવલમાં—આ છારી ઉપર પ્રકાશશે અને છારી ગળી જશે, જેમ સૂર્ય આગળ ધુમ્મસ ગળી જાય છે તેમ. અને પછી મનઃચક્ષુમાંથી આત્મભાનુનાં કિરણો ફુટી નીકળશે અને દરેક વસ્તુ જે આપણે આપણી બહાર જોઇએ છીએ, બહાર જડ દુનિયામાં જોઇએ છીએ, તે આત્મભાનુનાં યાતો આત્માનાં કિરણોથી રંગાશે.

આપણે દરેક વસ્તુ નવા રંગમાં, નવા જીવનથી ચેતનમય, કાંઇક એવાના તેજમાં પર્યવસિત, જેના આપણે અદ્યપિ પર્યંત અનુભવહીન હતા, એવા રૂપમાં જે કદીએ જોઇ નહોતી તેવા રૂપમાં જોઇશું અને જીવન વધારે આનંદિત થશે-જ્યારે આપણે જમતા હોઇશું ત્યારે પણ; કારણ કે આપણે વસ્તુના સ્વાદથી જમતા હોઇશું,-ખોરાકના ખરા સ્વાદથી જો આપણે કોઇ ભારે ખોરાક ખાવાના હોઇશું તો એમાંથી આપણને વધારે સ્વાદ મળશે; અને કદી આપણને સારો ખોરાક મળે વા ન મળે, કદી આપણે સારાં વસ્ત્ર મેળવીએ વા ન મેળવીએ, છતાં અંદર આનંદ

છે જે આત્માના તેજમાંથી, મનદ્વારા પ્રકાશતા આત્માના કિરણમાંથી ઉદ્દભવ્યો છે. છારી જતી રહી છે અને ચાહના માટે જીવાતુ સાચુ જીવન આપણે ભોગવીએ છીએ. કારણ તે પ્રકાશ, તે તેજ, એ પ્રેમનાં બનેલા છે. એ પ્રેમ પોતે છે. અને આપણો આત્મા-એ, એ પ્રેમનાં ઘટ્ટ થયેલાં અણુઓ છે અને એનુ તેજ પ્રેમ છે--સુખ છે. તે સુખ એ છે જે સ્વાનુભવ પહેલાં આપણા જીવનમા આપણાં બાળચક્ષુએ આ દુનિયાને જોઈ, ત્યારથી આપણે શોધવાને નિષ્ફળ પ્રયત્નશીલ હતા.

આખરે આપણે સાચું જીવન ખોળી કહાડયું છે આખરે આપણે એને પકડયું છે. આપણી આત્મચેતનાથી એને ઝડપ્યું છે. આ સાચા જીવનના--આ સાચા આનંદના પડછાયા પકડવામાં આજ ચેતના આટલા બધા લાંબા કાળ સુધી છેતરાઇ; પડછાયા આપણી ગ્રહણશક્તિની નજર ચૂકાવી છટકી જતા અથવા તો આપણે જ્યારે એને પકડતા ત્યારે થોડા સમયમાં એ પડછાયા છે એમ માલુમ પડતું. હવે આપણે સત્ય ઝડપ્યું છે. નાઝેરથના જિસસ જે જીવન જીવ્યા અને જેને ગ્રાઉ મથ્યા તે ક્રાઇસ્ટ જીવન આ. દુનિયાને એજ જીવન આપવાને એમણે ક્રોસ ઉપર એમની જાતને ચડાવા દીધી.

લોકો કહે છે કે ક્રાઇસ્ટને ક્રોસ ઉપર ચડાવવામાં આવ્યા હતા; એમણે દુનિયાનો ઉદ્ધાર કરવા એમનું લોહી

આપ્યુ એક અર્થમાં એ ખરૂં છે, પણ કમનસીબે એ એનો સાચો ખુલાસો નથી આપતા ક્રાઇસ્ટ, જે આત્મજીવન જીવ્યા, આત્મ ચેતનાનું જે જીવન જીવ્યા, અને જે જીવનની ખાતર એમણે પોતાની જીંદગીનું બલિદાન આપ્યું, વિશ્વને એ તે આપવા માગતા હતા. આત્માનુભવી દરેકને આવું જીવન સર્વને આપવું, એમાં એમનો નિત્યનો આનંદ સમાયલો હોય છે, કારણ કે તેઓ પોતે શાંતિ જે પ્રેમની અનન્તક્રિયા છે તેના રાજ્યમાં રહે છે. હા, શાન્તિ એ પ્રેમની નિત્યની ક્રિયા છે; અને પ્રેમની આ કાયમની ક્રિયામાં ક્રાઇસ્ટ જીવતા હતા, અને માયામાં વિંટાયેલા જે મનુષ્યોને એ પ્રાપ્ત નહોતી, તેમને એ આપવા માગતા હતા. માયાલુબ્ધ મનુષ્ય ઉપરચોટીઉં જીવન જીવતો અને એને સાચું કહેતો આ જડ જીવનના મોહોથી આકર્ષાયલા હોઇ તેઓ જ્યારે એ લેવાને ખુશી નહોતા, ત્યારે તેઓએ એમનો વધ કર્યો. એમના મોટામાં મોટા અનુયાયીઓએ, દેખીતા ઘણાજ વફાદાર અનુયાયીઓએ પણ એમને છોડી દીધા.

ત્યાં એ ઉભા હતા—આત્માનુભવી જિસસ ક્રાઇસ્ટ, પિતાપ્રભુ અને જે એક હતા આ એમનું પિતાપ્રભુ સાથેનું અદ્વૈત હતું; પિતાપ્રભુ એ એમના આત્મા હતા-એમના પિતાપ્રભુના તેજનો એ ભાગ (આત્મા) જે દૈવીતત્વ કહેવાય છે, જે એમનામાં વ્યાપી રહ્યું હતું—જે આપણામાં પણ વ્યાપી રહ્યું છે, અને જેનો આપણો આત્મા બનેલો છે.

એમને આત્માનો સ્વાનુભવ હતો. છારી બધી જતી રહી હતી અને આત્માનો સૂર્ય, પિતાપ્રભુનો પ્રકાશ એમનામાં થઇ, મનના એ આયનામાં થઇ પ્રકાશતો હતો; અને તેથી જ્યારે એમણે દરેકને અને હરકોઇને એ આપવા ઇચ્છયું ત્યારે તેઓ એમની સ્હામે થયા-જેઓ એમને ઉત્તમ રીતે ચાહતા હતા તેઓ પણ એમની સામે ઉઠયા, જે બાબતની આગાહી ક્રાઈસ્ટને હતી: અને જે એમણે તેઓમાંના એકને જણાવી હતી કે "તમે મને સ્વીકારશો નહી-તમે મને સ્વીકારશો નહી, પરોઢનો કુકડો બોલશે તે પહેલાં તો ત્રણ વખત તમે મારો અસ્વીકાર કરશો." અને સર્વેએ એમનો અસ્વીકાર કર્યો ત્યાં એ ખડા હતા એ દિવ્ય પુરૂષ—જો કદાચ આપણે એમને પુરૂષ કહીએ તોપણ—જે જિસસ ક્રાઇસ્ટ રૂપે અવતર્યા હતા માનવજાતને માટે અનન્ત પ્રેમથી ભરપુર એ આવ્યા. એ માનવીને એટલું બધુ ચાહતા હતા કે એમણે માનવજાત સારૂ પોતાની જાતને ત્યજી પ્રભુ ભક્તનું હમેશાં એજ કાર્ય હોય છે. એમણે એક નાનો ચમત્કાર કરી બતાવ્યો હોત—કેદખાનામાથી નાસી જવાનો. મુડદાંને સજીવ કરવાનો ચમત્કાર કરનાર, પોતાના સ્પર્શથી અથવા તો પ્રભુના નામથી માંદાઓને સાજાં કરનાર, પશ્ચિમની દુનિયાએ જે ચમત્કારો વિશે સાંભળયું નહોતું એવા ચમત્કારો કરનાર. એમણે કેદખાનામાંથી છુટી જવાનો એક નાનો ચમત્કાર કરી બતાવ્યો હોત. પણ નહીં ! એમણે

એ કર્યું નહીં. જે દરેક પ્રશ્ન એમને પૂછવામાં આવતો તે વિષે જિસસ કશું કહેતા નહીં "શું તમે એવુ કહ્યું કે તમે જ્યુલોકના રાજા છો?" "તમે એવું કહો છો" માત્ર આજ ઉત્તર હતો, જો કવચિત્ એ બોલતા તો.

એમને આ દુનિયામાં એક હેતુ પાર પાડવાનો હતો, જે માટે એ જન્મ્યા હતા—માનવીને પ્રભુ પ્રેમ આપવાનો હેતુ. એમની દયાને લીધે, આત્મામાંથી--પ્રભુ પ્રેમમાંથી જન્મેલા એમના હમદર્દીપણાને લીધે, જે સુખ એ ભોગવતા હતા, સર્વ સુખોનું સુખ જે એમનામાં મૂલભૂત થયું હતું, તે એ માનવીને આપવા માગતા હતા

એ નાસી જાય નહીં. એમણે ચમત્કારો લોકોને બોલાવવા ખાતરજ કર્યા હતા, એટલા માટે કે એ એમના આત્માનાં દર્દ મટાડી શકે. એમણે એમના શરીરને એટલા માટે સાજા કર્યા કે તેઓ એમના આત્માનાં દર્દ મટાડવાની તક મેળવી શકે પણ જ્યારે એમનાં શરીર નાબુદ થયાં, ત્યારે શરીરધારી તેઓ જતા રહ્યા. અને જ્યારે આફત આવી પડી ત્ય.રે એ એકલાજ હતા—ત્યજાયેલા હતા. શું એ ત્યજાયેલા હતા? નહીં. એ પ્રભુના સર્વવ્યાપી અનન્ત પ્રેમથી સંકળાયેલા હતા. દરેક વસ્તુમાં, દરેક પ્રાણીમાં, એમના દુશ્મનોમાં પણ જે વ્યાપી રહેલા છે, એવા એમના પિતાપ્રભુની બાથમાં હતા; પણ એમના દુશ્મનો જાણતા

નહોતા કે એમનામાં પ્રભુ છે અને તેથીજ બધી આકૃત ઉદ્‌ભવ પામી

અને જિસસનો મહાન્ આત્મા, છેલ્લો ચમત્કાર, મહાનમાં મહાન્ ચમત્કાર કરવા ઇચ્છતો હતો એ ચમ-કાર કયો.? દુનિયાને એ એવું બતાવવાનો હતો, કે ક્રોસ ઉપર ચડતી વખતે પણ એ પ્રભુને ભૂલ્યા નહીં; કે એવું છતાંએ એ એમના પ્રભુને ચાહી શકયા, અને મનુષ્યોને ચાહી શકયા; કે આવું છતાંએ એ એમના દુશ્મનોને ચાહી શકયા

કેલ્વરીનો દેખાવ એ આધુનિક કાલમાં બતાવવામાં આવેલા દેખાવોમાં મોટામાં મોટો દેખાવ છે ત્યાં, જે ઠે-કાણે એમને પજવવામાં આવ્યા હતા, અને અપમાનિત કરવામાં આવ્યા હતા, અને રીબાવવામાં આવ્યા હતા, અને ક્રોસ ઉપર ચડાવવામાં આવ્યા હતા ત્યાં, એ એમના પ્રેમની પરાકાષ્ટાને વિસર્યા નહીં. પ્રભુ તરફની પ્રાર્થનાઓને સમયે, એમના દુશ્મનોને એ કદીએ વિસરતા નહીં! "ઓ પ્રભો! એમને માફ કર; તેઓ જાણતા નથી કે તેઓ શું કરે છે!" તહીં ક્રોસઉપર અનન્તતા હતી અનન્તતા! શું તમોએ ત્યાં પરિમીત પ્રાણી, માંસ અને રકતનું બનેલું પ્રાણી જોયું? તમે તે માનવની ચેતન આકૃતિની બહારની સપાટી ફક્ત જોઇ છે. ક્રોસ ઉપર ત્યાં અનન્તતા હતી, અનન્ત પ્રેમના આવિર્ભાવ અર્થે સાધનરૂપ મનુષ્ય આકૃતિ હતી.

આપણા ગુણો સિવાય આપણે કશું નથી. આપણી આન્તરસ્થિતિ આપણા ગુણો સિવાય કશું નથી અને ક્રાઇસ્ટનો મુખ્ય ગુણ ક્રોસ ઉપર પ્રકાશ્યો—એમનો અનન્ત પ્રેમ. ચિતાર કેવો હતો ? જિસસ ક્રાઇસ્ટ કહેવાતા પરિમીત શરીરમાંથી આવિર્ભાવ પામતું અનન્તતાનુ ચિત્ર—તે ચિત્ર અનન્ત શુભેચ્છાનું, અનન્ત પ્રેમનુ, અનન્ત દયાનુ હતું.

અનન્તતા એટલે શું ? કાંઈક અમર્યાદ ક્રાઇસ્ટનો પ્રેમ અમર્યાદિત હતો—કશાથીએ મર્યાદિત થયેલો ન હતો એ કોઇએ ઠેકાણે પ્રતિરુદ્ધ થયો નહીં—એમના દુશ્મનોની તરફ પણ.

આજ સાચું જીવન છે જે ક્રાઇસ્ટ જીવ્યા અને જે એમણે ક્રોસ ઉપર પ્રકટ કર્યું એમણે એ શામાટે કર્યું ? એટલા માટે કે, જ્યારે એ અન્તર્ધ્યાન થયા હોય. ત્યારે દુનિયા આવા નિર્દોષ માનવીનો, આવા પ્રમાણિક માનવીનો, આવા દયાર્દ્ર માનવીનો, આવા પ્રેમાળ માનવીનો ધ્વંસ કર્યાનો પશ્ચાતાપ કરે, અને રોતાં અને એમને વિશે વિચારતાં એમનાં બોધ વચનોને ચિન્તવે; અને એમના સદ્બોધને વિચારતાં, પ્રભુને ચહાવામાં, એમના સંપૂર્ણ હૈયાથી, બધાજ બલથી, આત્માથી, મનથી, એમના શિક્ષણને અનુસરે, અને એમના પડોશીઓને એમની જાતની માફક

ચાહે આવી રીતે પાપી આત્માઓનો ઉદ્ધાર કરી એમણે એમને તાર્યા.

ક્રાઇસ્ટ જીવનમાંથી તરી આવતુ શિક્ષણ, સાચું જીવન જે ક્રાઇસ્ટે બોધ્યું, તે આ; પ્રભુચેતનાનું જીવન, આત્માનુભવનું જીવન, સાચું "સાચું" જીવન, અને જો પુરાણાં (હિંદુ પુસ્તકો—વેદ—જે પ્રબુદ્ધ આત્માઓનાં વચનોદ્વારા માનવજાતમાં અવતર્યા છે—એના પ્રકાશથી અજવાળાયેલા એમના પ્રબોધથી (કારણ ક્રાઇસ્ટે શીખવ્યું તે હિંદુ સનાતન શિક્ષણ હતું) દોરાતાં ક્રાઇસ્ટને અનુસરીએ તો આપણે સાચું "સાચુ જીવન" જીવી શકીશુ. આ ક્રાઇસ્ટ પહેલાં આવા ઘણા ક્રાઇસ્ટ આવેલા, અને ઘણા એમની પછી પણ. એમના જમાનાની પરિસ્થિતિઓને અને સંયોગોને અનુકૂલ હતું એવી રીતે, અનન્ત પ્રેમ જે એકજ સત્ય છે, એ અનન્તતાનો જીસસે આવિર્ભાવ કર્યો.

આ સાચું "સાચું" જીવન છે, મારાં અને મારા પ્રભુનાં વ્હાલાં; જીવન જે આપણે આપણા આત્માનો અનુભવ કરતા જીવીએ છીએ, આત્માનુભવનું એ આ જીવન.

તમારા આત્માનું તમે ઇચ્છો એવી રીતે ધ્યાન ધરવાથી, કે જિસસ ક્રાઇસ્ટ, જે તે આત્માનો પ્રાદુર્ભાવ છે એમને સમજીને એમનું ધ્યાન ધરવાથી, અથવા તો એમના જેવા અન્યનું ધ્યાન ધરવાથી તમે એમની આત્મચેતના પામશો.

આપણે જેનું ધ્યાન ધરીએ તેમાં આપણે સદાયે લીનતા પામીએ, અને જો આપણે જિસસ ક્રાઇસ્ટની ઇશ્વરાવબોધની ચેતનાનું ધ્યાન ધરીએ તો આપણે એમની ચેતના પામીએ. કૃષ્ણનું ધ્યાન ધરો—કૃષ્ણ, અવતારોમાંના સર્વોત્તમ અવતાર જે પોતે બધી રીતે પ્રેમ હતા, પ્રેમનું આદિ કારણ હતા, જે પ્રેમનો મનુષ્યાકૃતિમાં પૂર્ણ પ્રાદુર્ભાવ હતા, જેની આગળ દરેક જણ અને દરેક વસ્તુ ઝુકી પડતી—આવું એમના પ્રેમનું બળ હતું, અને જેના પ્રકાશ આગળ એમના સિવાયની ઇતર વસ્તુઓ ધુમ્મસની માફક ગળી જતી, એવા કૃષ્ણનું ધ્યાન ધરો, અને તમે એમની ચેતનાને પામશો. એ ગમે તે હો, ક્રાઈસ્ટ, કૃષ્ણ, બુદ્ધ, અથવા ગમે તે જે તમને આકર્ષી શકતું હોય. પણ તમે પ્રભુચેતના મેળવો આત્મચેતના મેળવો, કારણ આત્મા અને પ્રભુ એકજ વસ્તુ છે. જે કોઇ પ્રભુપ્રકાશિત ચેતનાનુ ધ્યાન ધ તે એ ચેતનાને પામશે અને પછી એ આત્માનુભવનું જીવન જીવશે, અને પછી તેમને દરેક વસ્તુ ઉપભોગ્ય લાગશે; કાંઇ પણ વિષમ નહીં. કાંઇપણ વિષમ હોઇ શકે નહીં, કારણકે આત્મામાંથી આનન્દ ઝરશે. અંદરથી બહાર અને બહારથી અંદર નહીં, એમ આનંદ આવે છે—આનંદ જે જડ જીવનને ભેદે છે, આનંદ જે આનદના મૂલ ઝરામાંથી ઝરે છે.

તમે આ સમાધિમાં સ્થિત થાઓ, જે પ્રેમની કાયમની ક્રિયા છે, આ "સાચું જીવન" છે, પ્રેમનું જીવન,

જે આન્તરમાંથી વહે છે, જે અખંડિત આનદ છે, અને અખડિત સુખ છે. એવું જીવતાં તમે શાન્તિ મેળવશો જેવી તમે પહેલાં કદીએ મેળવી નહોતી. તમને જણાશે કે જીવનના બધાજ પડછાયા અને બધીજ છાયાઓ, તમે એમને પડછાયા અને છાયા તરીકે જાણશો એટલે અદૃશ્ય થઇ જશે. ત્યારપછી તમે જે છાયાને સ્પર્શશો તે વસ્તુમાં બદલાઇ જશે, જેમ આપણા બાપદાદા કહે-તા કે લોઢું મણિથી સ્પર્શાય છે ત્યારે સોનુ બને છે તેમ. મ્હારો આ તમને નમ્ર સંદેશો છે. આપણે બધાએ એ જીવન જીવવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણને એનું મૂલ્ય જરા વિચાર, જરા ધીરજ, જરા ભક્તિ, એથી વિશેષ કાંઇ પડવાનું નથી એથી આપણે પૃથ્વી ઉપર સાચા દેવો બની શકીશું

# તમે પ્રેમ અનુભવ્યો છે ?

હા, મારા પ્રભુનાં વ્હાલાંઓ, આજ રાત્રિને માટે નિર્ણીત કરેલા પવિત્ર વિષય ઉપર તમારી સાથે બોલવાનું શરૂ કરવાને હું ઇચ્છુંછું. હા તમને સત્કારૂં છું અને તે પણ એના નામથી, જે સઘળા જીવનના પોષક છે, જે સઘળા જીવનનુ નિવાસસ્થાન અને આત્મા છે—એ અનન્ત એકને, એ અનન્ત સૃષ્ટાને, અને એ અખિલ સૃષ્ટીના પોષકને સ્તવતા શ્લોકોથી; આ સંસ્કૃત શ્લોકથી—જે * ગણનામાં ના આવી શકે એવા સેંકડો યુગોથી અવતરેલા છે હા, તેજ આ સસ્કૃત શ્લોકોથી હુ તમને સત્કારૂ છું.

આ વિષય, આજ રાતનો આ વિષય, એ સઘળી માનવજાતનો વિષય છે; એ સર્વ સૃષ્ટિનો, આદિકાળથી માંડીને પ્રલય સુધીનો, અને એથી પણ પછીનો વિષય છે પ્રેમ એ વિષય છે. જ્યારે તમે આ શબ્દ 'LOVE' ઉચ્ચારો છો ત્યારે તમારૂં મ્હોં કેવું ભરાઇ જાય છે! કેવુ પ્રફુલ્લ! "પ્રેમ" આ શબ્દ જે સૃષ્ટિના મૂલઝરણમાંથી નીકળી આવ્યો છે—અને જે સૃષ્ટીનુ મૂલ કારણ છે—પ્રભુ છે, એ

* અહીં સ્વામીજી કેટલાક સંસ્કૃત શ્લોકો બોલ્યા હશે, જે ઉપલબ્ધ નથી.

જેવું તમારૂં મુખ પ્રફુલ્લ કરશે તેવું અન્ય નહીં કરે. હાલના જમાનામાં જ્યારે આપણાં મન બધી રીતે નકામાં થયાં છે, એવી સ્થિતિમાં એ શબ્દને ઘણો હલકો કરી દેવામાં આવ્યો છે. આ યુગમાં, જ્યાં બધી વસ્તુઓની કિંમત વ્યાપારની દૃષ્ટીથી અંકાય છે, ત્યાં આપણે એને પણ લગભગ વ્યાપારની સ્થૂલ વસ્તુ જેવો કરી નાંખ્યો છે. અરેરે! પ્રેમને પણ આપણે વ્યાપારની વસ્તુ કરી નાંખી છે જેવી રીતે આન્તરવિશ્વના નિયમો કદીયે બદલાતા નથી, તેવીજ રીતે એ શબ્દ એવો છે જે, કદીયે બદલાયો નથી. તમે એ એક શબ્દ નહીજ બદલી શકો તમે એને છિન્ન ભિન્ન કરી શકશો નહીં તમે એને નહીં બગાડી શકો—અહા, શબ્દ "પ્રેમ"!

એ સંસ્કૃત શબ્દ છે, અને સંસ્કૃત ભાષા પ્રકૃતિની ભાષા છે, સૃષ્ટીની ભાષા છે, ઇશ્વરની ભાષા છે—દેવોની ભાષા છે.

શબ્દ "LOVE" તમે આવી રીતે L-O-V-E લખો છો, એ સંસ્કૃતમાનો એજ શબ્દ "ल्-अ-व्" "लव्" છે. પ્રેમ. પ્રેમ એટલે પ્રભુ—કૃષ્ણ, કારણ પ્રભુ પોતે પ્રેમ છે, સૃષ્ટીનું મૂલ અને ઝરો છે. અને પ્રભુ એ આલમની દરેક વસ્તુમાં વ્યાપી રહેલો છે. અખિલ વિશ્વમાં જે તત્ત્વ છે, અને જે પદાર્થ છે, જેના આપણે ન્નાના ભાગો છીએ, તે એનાં બનેલાં છે જેવા તમે છો અને હું છું, તેવીજ આખી

સૃષ્ટી એ એક વિશાળ, ચેતન હયાતિ છે આ બધી પ્રાણમય હયાતિ એ એક સૃષ્ટી છે—એક ચેતન હયાતિ છે, જેના આપણે એકજ લાગણીથી, સૃષ્ટી અથવા વિશ્વ કહેવાતા એકજ મહાન જીવનથી ધડકતા, એકજ નાડીથી શ્વાસ લેતા, ભાગો છીએ—સંલગ્ન ભાગો છીએ "પ્રેમ-પ્રેમ" આપણે બધા કહીએ છીએ "પ્રેમ-પ્રેમ" એજ શબ્દ દરેક હૃદયમાં દરેક મુખમાં હોય છે અને એ શા માટે ? કારણ પ્રેમ સિવાય આપણે જીવી શકીએ નહી. પ્રેમ એજ જીવન છે જીવનને એજ પોષેછે. એકજ વસ્તુ જે ફક્ત જીવનને પોષક છે, એ પ્રેમ છે. ખોરાક એને પોષી શકતો નથી. ખોરાક એને સંપૂર્ણ રીતે પોષી શકતો નથી, એમ હું કહેવા જતો હતો—નહીં, કંઇ પણ અંશે નહીં. જો તમારામાંના કોઇમાંથી પ્રેમ નીચોવી નાંખવામાં આવે, પ્રેમની લાગણી તમારામાંના કોઇનામાંથી નિર્મૂલ કરવામાં આવે તો તમે એક મિનિટ પણ જીવી શકશો નહી. ભલે તમે કિમતીમાં કિમતી અને પૌષ્ટિકમાં પૌષ્ટિક ખોરાક લ્યો, તે તમને મિનિટ પણ જીવાડી શકશે નહીં. તમે મૃત્યુ પામશો. તમારી જીવન દોરી તૂટી જશે; તમે મુડદારૂપ થશો.

આ દેશમાં આ ઉપર વિચાર કરવાને આપણને પુરસદ નથી, અને તમને લાગશે કે આવું છે, તો એની ઉપર ટકાઉ સાબીતિ અપાવી જોઈએ. સાબીતિ તમારી અંદરજ છે. તમે તમારા મનને જો ફકત આન્તરાભિમુખ કરો, ક્ષણભર

વિચારો તો તમને લાગશે કે જ્યારથી તમે તમારાં લોચન વડે આ ભૂમિનાં પ્રથમ દર્શન કર્યાં, ત્યારથી તે અત્યાર સુધી તમે પ્રેમ ઉપરજ જીવતા આવ્યા છો

પ્રેમ સિવાય કોઇપણ પ્રાણી જીવી શકે નહીં, કારણ એ તો આત્માનો ગુણ છે, અને જે આત્મા તમે પોતે છો. તમે એટલે તમારૂ શરીર નહી, તમે એટલે તમારૂ મન નહીં, તમે એટલે તમારી બુદ્ધિ નહી, તમે એટલે તમારો આત્મા. તમે કહો છો કે "મારી ચેતના" "મારૂં શરીર" "મારૂં મન" ત્યારે, બુદ્ધિ અને મન અને શરીર, એ તે આત્માને કબજે છે—પેલા "મારા" ને—"હું" ને તાબે છે.

આત્માનો ગુણ પ્રેમ છે, અને આત્માનો-પ્રેમનો એ ગુણ એના સગોત્રીને ખોળવા, એવી વસ્તુ, જે પોતારૂપ છે, એ ખોળવા અથવા તો એવો ખોરાક કે, જેના ઉપર ફકત એ જીવી શકે, એવું ખોળવા પ્રયત્ન કરે છે; કારણ પ્રેમ સિવાય અન્ય વસ્તુ ઉપર એ કદાપિ જીવી શકે નહીં. તમારામાંના કેટલાક તમારી પત્નીને ચાહોછો, તમારામાંના કેટલાક તમારા પતિને ચાહો છો, કેટલાક માતપિતાને ચાહો છો, કેટલાક બાલકોને ચાહોછો, કેટલાક ગમેતે કોઇ અન્યને ચાહોછો; અને કેટલાક કોઇ કલાને ચાહો છો, કેટલાક લક્ષ્મીને ચાહો છો; કેટલાક કાંઇને કાંઇ ચાહો છો, સર્વદા કાંઇપણ ચહાવાનો પ્રયત્ન કરો છો તમારા નિજાત્માનો એ ધર્મ—તમારો આત્મા ક્રિયાસ્પદ છે. જે પળે તમે એ ક્રિયા

બંધ કરશો તે પળે મૃત્યુ પામશો તમે ખોરાક ઉપર જીવી શકતા નથી, મ્હેં કહ્યું હતું. હવે તમે ક્ષણભર કલ્પો કે તમારે ચાહવાનું કશુંજ નથી, કલ્પો કે પ્રેમનાં બધાંજ બારાં તમારે માટે બંધ છે. તમારૂં મરણ થશે. ખોરાક લેવા છતાં તમે મૃત્યુ પામશો. તમારી કને સઘળી સંપત્તિ છતાં તમે મૃત્યુ પામશો—મરી જશો, હા, બીજીજ પળે. તમે ઘેર જાઓ ત્યારે આ વિશે થોડોક વિચાર કરજો, અને તમને માલુમ પડશે કે જો પ્રેમ, જે એના ગુણ પ્રમાણે પ્રવર્ત્તવાને પ્રયત્નશીલ છે, પ્રેમ જે સદાયે એના વિષયની તલાશમાં છે, જો એ નાશ પામે—તમે કોઇપણ માનવી અથવા કાંઇ પણ વસ્તુ ચાહવાને ન મેળવી શકો તો બધુંજ હેતુશૂન્ય થશે; સઘળાં આર્થિક સુખોથી સંપન્ન છતાં, જીવન શૂન્ય થશે; તે બધીજ રીતે શૂન્ય થશે; તમે પંચત્વ પામશો—મૃત્યુ પામશો; તે પળે એક મુડદુ થઇ જશો. અને આવું છતાં આપણે જાણતા નથી કે આપણે કાંઇ ચાહીએ છીએ; અથવા આપણે જ્યારે કહીએ છીએ કે આપણે ચાહીએ છીએ, ત્યારે આપણે ઘણું અપૂર્ણ ચાહતા હોઇએ છીએ—જેની આપણી ખુદી બનેલી છે તેનાથી, કંઇક એવાથી જેમાં ઘણું ઘણું મિશ્રિત થયેલું છે, કંઇક એવાથી જેણે એને કુરૂપ કર્યું છે, કંઇક એવાથી જેણે એને નામનુંજ બનાવ્યું છે, કંઇક એવાથી જે માત્ર છાયારૂપ છે. તમે એવા નામધારી અને ઢોંગી સ્નેહને ચાહો છો

જો તમે એવું સાંભળવાની સ્થિતિમાં હોત, તો હું તમને પૂછત, કે આ વિશાળ વિશ્વમાં તમારે એકે મિત્ર છે— સિવાય તમારાં માતપિતા?—કદાચ તમારી પ્રેમાળ પત્ની અગર પ્રેમાળ પતિ સિવાય, જો તે પત્ની અગર પતિને તમે ચહાતાં હો અગર તે પત્ની અને પતિ તમને ચહાતાં હોય તે સિવાય, તમારે આ દુનિયામાં એકે મિત્ર છે? માત્ર

એક પ્રેમનાજ—આત્મભોગનાજ પરીક્ષણથી તમે તાવી શકો આત્મભોગ એજ પ્રેમની ખરી પરીક્ષા છે—સર્વસ્વાર્પણ મય આત્મભોગ એજ પ્રેમની કસોટી, એકજ કસોટી, ઉત્તમ કસોટી. શા માટે? કારણ તમે ચાહતા નથી, પણ ચાહવા જોડે રમો છો આપણે કોઇ કોઇ પ્રસંગે—હા દુર્ભાગ્યે કોઇકજ પ્રસંગોએ આન્તરમાંથી જેવી લાગણી થઇ આવે છે, તેવા પ્રેમથી ચાહતા નથી. બહુધા આપણે પ્રેમનો બકવાદજ કરીએ છીએ. બહુધા આપણે પ્રેમનું ટાયલુંજ કરીએ છીએ. આપણે જાતને ઠગનારા છીએ. જાણતાં નહીં, અજાણતાં, પણ આપણે જાતને ઠગનારા છીએ. એથી આપણે શુ કરવા માગીએ છીએ એ આપણે જાણતા નથી હોતા, અને પરિણામો જાતે જણાય છે. જો તમે તમારા મિત્રને તમારા પૂરા હૃદયથી ચાહતા હો, "તમારા હૃદયના છેક તળીએથી" આપણે શબ્દોનો એવો ખોટો ઉપયોગ કરીએછીએ—"મારા હૃદયના છેક તળી-એથી", તો એ એના હૃદયના તળીએથી તમને ચાહશે. એ ન ચાહે તોય તમને સંતોષ થશે; કારણ પ્રેમ એજ એનો

પરિતોષ છે. આ વિશ્વમાં પ્રભુજ પ્રેમરૂપે વ્યાપી રહ્યો છે. પૂરા હૈયાથી, સાચી લાગણીથી, તમારામાં રહેલા પ્રેમપ્રદેશની ભૂમિકા, ઉપરથી તમે ચાહો છો, ત્યારે તમે સ્વામી, આ જીવનના સ્વામી, દરેક વસ્તુના સ્વામી, હૃદયોના સ્વામી થાઓ છો અને દુનિયામાં તમે સૌથી સુખી માનવી છો; કારણ કે જ્યારે દુનિયા નિષ્ફળ નીવડશે ત્યારે પ્રેમ તમને ટકાવી રાખશે. બધી દુનિયા તમને ત્યજી દેશે તોયે એ તમારી આખી દુનિયા થશે

આ દિવસોમાં પણ તમે જોઈ શકશો કે ભ્રાતૃપ્રેમ, પિતૃપ્રેમ, માતૃપ્રેમ, પિતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ, બ્હેનનો બ્હેન પ્રત્યેનો પ્રેમ, અધોગતિ પામ્યા છે આખું મન બાહ્યવસ્તુઓમાં મશગુલ બની રહ્યું છે, જેને વશ એના ઉત્તમ લાભો, એના મૂલની પ્રાપ્તિના લાભો, આત્માના લાભો નથી આપણે સર્વે એ ઢોંગી અને નામધારી સ્નેહ ઉપર જીવવાનો પ્રયત્ન કરતા હોઇએ છીએ. અને હજારો નિરાશાઓ આપણને નડે છે; અને છતાં આપણે નિરાશાઓમાંથી કાંઇપણ બોધ લેતા નથી, જે આપણે ખાસ લેવો જોઇએ પાર્થિવ વસ્તુઓ માટે, આર્થિક ઇપ્સિતાર્થો માટેની માનસિક ક્ષુધાને લીધે, એ એક વ્યાપારી વસ્તુ થઇ પડી છે.

આવી ઝાંખી રીતે, આવી અસ્પષ્ટ રીતે, પ્રેમને સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. તેવા પ્રેમથી તમારામાંના કોઇ-

એ ચાહ્યું છે? તમે એકલા હો ત્યારે તમારી જાતને પૂછજો. થોડે કે વધારે અંશે એ સઘળો વ્યાપારી સ્નેહ હતો. વ્યાપારી એટલે? હું વ્યાપારી કેમ કહું છું? કારણ પ્રેમ જે તમે આપો છો અને લો છો, એનો આધાર કાંઇ સ્વાર્થ ઉપર હોય છે, ચ્હાનારની દૃષ્ટિમાં કાંઇ લાભની વૃત્તિ હોય, તેની ઉપર આધાર રાખે છે—પતિ હો કે પત્ની હો; અને હવે તો, અફસોસ, માતપિતા અને બાળકોમાં પણ એવું થયું છે. છતાં, પ્રભુનો ઉપકાર, કે હજુ સુધી એ એટલી બધી ખરાબ સ્થિતિએ પહોંચ્યો નથી. પરસ્પર લોકો ચાહે છે, એ ઘણાની બાબતમાં તો જે લાભો થવાના હોય તેને લઇનેજ.

આ અશાન્તિનો જમાનો છે, આ જડવાદનો જમાનો છે. પૂર્વમાં કે પશ્ચિમમાં, ઉત્તરમાં કે દક્ષિણમાં, જ્યાં જુઓ ત્યાં આ પૃથ્વી ઉપર બધે એનું એજ છે. હું અમેરિકા એકલાજ વિશે બોલતો નથી; હું દુનિયાના કોઇ એક ભાગ વિશેજ ઇશારો કરૂં છે એમ નથી; સર્વ સ્થળે લગભગ એવુંજ બન્યું છે—એજ, માનવીની અંદર રહેલા ઉત્તમ-ગુણનો વ્યાપારી મામલો

હા, પ્રેમ એ એકજ જીવન ટકાવી રાખે છે. એ ઉપર ફરીથી વિચારો. હું વારંવાર આ વાતોની પુનરોક્તિ કરૂં છું, એનું કારણ એ છે કે તમારા મન ઉપર એની છાપ પડે. કોઇ ઉપદેશક અરધો કલાક બોલે તો તે સાંભળવાનું તમને

ગમે છે; ગરીબ બિચારો એ—જો સત્ય વિશે, ખરી વાતે વિશે અને અગત્યની બાબતો વિશે બોલવાનું હોય, તો એને એનું ભાષણ તૈયાર કરવું પડે છે. અને અરધા કલાકમાં પૂરૂ કરી તમારા મનસ્વીપણાને સંતોષવું પડે છે. દુનિયા ઉપરના ઉત્તમ શ્રવણિકો, ઉત્તમ શ્રોતાજનો તરીકે તમે ગણાઓ છો તમે વાંચવામાં અને સાંભળવામાં રસ લેનાર પ્રજા છો; પણ સારા પુસ્તક સારૂ કે સારી ઉપદેશ કથા સારૂ તમને જેટલુ ડહાપણ ભરેલું વલણ હોવું જોઈએ તેવી લાગણીથી તમે કેટલી ઉપદેશ કથાઓ સાંભળી છે—તમે કેટલાં સારાં અને વજનદાર પુસ્તકો વાંચ્યાં છે? તમે પુસ્તક હાથમાં એટલા માટે લેશો કે વાંચનથી કદાચ તમને લાભ થાય. કે જે જીવનને ઉત્તમ આશ્વાસન આપે; ચાહ કે કોફી લેતી વખતે તમે જેમ કોઇ વર્તમાનપત્ર વાંચતા હો તેવી રીતે એ વાંચો છો.

તમારી આર્થિક પ્રાપ્તિઓએ, તમારૂં શરીર જે તમારા આત્માનું છેક બહારનું ઢાંકણુ છે, તેના અર્થીએ, જેવું એક કપડાનું આવરણ તમારા શરીરનું ઢાંકણુ છે, તેવા માંસના ઢાંકણુની પ્રાપ્તિઓએ, તમારા ચિત્તની એકાગ્ર વૃત્તિને રોકી છે. છતાંયે હૃદય ક્રિયા કર્યાં કરે છે; પ્રેમ જે તમારો આત્મા છે, જે તમારૂં જીવન છે, જે તમારૂં ખરૂ જીવન છે, તે એવું છતાંયે બધો વખત ક્રિયા કર્યાં કરે છે એ તમારા જડ તત્વોથી પોષાયેલા મગજમાં

થઇને પ્રવર્ત્તે છે; જડ તત્વોથી પોષાયેલી તમારી બુદ્ધિમાં થઈને એ પ્રવર્ત્તે છે, અને છિન્નભિન્ન અને વિકૃત થયેલો એ પ્રેમ પોતાની જાતને વિચિત્રરૂપે પ્રદર્શિત કરે છે. આવું છતાં એ તો પ્રવૃત્તિમાનજ હોય છે, અને પ્રેમ જે તમારો આત્મા છે, જે તમારૂં અસ્તિત્વ છે, જે તમને બુદ્ધિ અર્પે છે, તમારી વ્યવહારી બુદ્ધિમાં—તમારી બાહ્ય લેવડદેવડમાં તમને જે ડહાપણુ આપે છે તે આજ પ્રેમ છે, તમારી અંદર રહેલું. તમારા આત્માનું એ એકજ તેજ છે

વાદળાંથી આચ્છાદિત થયો છતાં સૂર્ય હમેશની ૨ાફુ કજ પ્રજવલન્ત પ્રકાશ નાંખતો હોય છે. જયારે વાદળાં ગાઢ અને તિમિર હોય છે ત્યારે પણુ સૂર્યનું તેજ તો વાદળાં કોરી બહાર નીકળે છે, જોકે આછી રીતે; પણુ તમે વાદળાંની પાછળ જુઓ અને જોશો કે પ્રકાશ પહેલાંની માફક એવોજ પ્રજવલન્ત છે. આત્મભાનુ માટે પણુ એમજ. આત્મભાનુનો પ્રકાશ તમારા તમસ્કૃત મગજમાં થઇને, તમારી તમસ્કૃત બુદ્ધિમાં થઇને ફુટે છે અને કુરૂપ બને છે. જયારે સૂર્ય ગાઢ તિમિરમય વાદળામાં થઈને પ્રકાશે છે ત્યારે તમે જેમ સૂર્યનાં કિરણુ જોઇ શકતા નથી, તેમ જયારે તમારો આત્મભાનુ તમારા અંધાર મનમાં થઇને પ્રકાશે છે ત્યારે એનાં કિરણો પણુ જોઇ શકતા નથી.

હા, તમે કાંઇપણુ ચાહો, કોઇ પણુ માનવી જે તમારૂં હૃદય ખેંચી શકે તેને ચાહો; નામધારી સ્નેહથી નહીં,

સ્નેહની છાયા માત્રથી નહીં, વિકૃત દૃષ્ટીથી નહીં પણ સંપૂર્ણ હૈયાથી ચાહો; હું કહું છું તેમ નામધારી સ્નેહથી નહીં, જુઠા અસત્ય સત્વથી નહીં, પણ તમારા પૂરા હૃદયથી, ગમે તે વસ્તુ કે ગમે. તે માણસ, પણ પૂરા હૃદયથી, "મારા હૃદયના છેક તળીએથી" જેમ તમારૂ મ્હોં બોલે છે તેમ નહીં, પણ ખરેખરી રીતે તમારા હૃદયના છેક તળીએથી ચાહો અને તમને જણાશે કે તમે કેવા થાઓછો પછી તમને જણાશે કે તમે જીવનનું રહસ્ય ઉકેલ્યું છે-કે તમે જીવનના રહસ્યમાં પ્રપાત પામ્યાછો, અને એ રહસ્ય તમે પોતે છો.

તમારા પૂરા હૈયાથી ચાહો તમે સર્વથા હૃદય વિષે કેવા બોલોછો-તમારે જે હૃદય છે તે વિષે કેવા બોલોછો! તમે કહોછો "અરેરે! મ્હારૂં હૈયું તુટી જાય છે" "મ્હારા હૃદયના છેક ઉંડાણમાંથી મને લાગે છે" પણ બહુધા ડૉકટરો આપણને જે સ્થૂલ હૃદય છે એવુ કહે છે, તેને આપણે સુચવતા હોઇએ છીએ. સ્થૂલ હૃદય છે તો ભલે: જેમ શરીર આપણા જીવનું છેક બહારનું આવરણ છે તેમ એ સાચા હૃદયનું છેક બહારનું આવરણ છે. એની અંદર સૂક્ષ્મ હૃદય છે અને એની અંદર આત્મિક હૃદય છે હૃદય એ આત્માનું દ્વાર છે અને મનની અંદર એનું વાસસ્થાન છે-રહેઠાણ છે. જો તમે હૃદયના છેક તળીએથી ચાહતા હો તો તમે આત્મામાંથી ચાહતા હશો, જે હૃદયનું ઉંડામાં ઉંડું વાસસ્થાન

છે. હા, પૂરે હૈયે ચાહો, કાંઇવસ્તુને–કોઇ માનવીને ચાહો; પણ તમારા પૂરા હૈયાથી ચાહો અને તમને પ્રેમનું પ્રાબલ્ય જણાશે– તમને પ્રેમનુ વીર્ય જણાશે. તમને ત્યારે જણાશે કે પ્રેમ એ સ્વામી છે અને પ્રેમ એ સેવક છે જો તમે કોઇ માનવીને—પુરૂષ કે સ્ત્રીને—તમારા સંપૂર્ણ હૃદયથી ચાહતા હો, તો તમે એના સેવક છો, કારણ પ્રેમ એટલે સ્વાર્પણ, પ્રેમ પોતાના પાત્ર સારૂ બધુંજ કરે છે. અને તમે સ્વામી છો. કારણ તમારો સાચો પ્રેમ એવા પ્રકારનો છે કે એને ઝુકાવશે.

ક્રાઇસ્ટ ચાહતા હતા, જો કે એ એવા લોકોની વચ્ચે હતા કે જેમની આંખે અંધારાની છારી વળી હતી, જેઓ એમના પિતાપ્રભુને પણ નહોતા ઓળખી શકતા—ઘુવડની માફક, એ સૂર્યને પણ ન જોઇ શકયા ક્રાઇસ્ટ ચાહતા હતા આવું છતાં યે પણ જેઓની વચમાં રહેતા હતા અને જેઓની વચ્ચે એમનુ જીવન પસાર થતું હતું, જેમની વચ્ચે એ અવતર્યા હતા, તેમને એમનો ખપ ન હતો. તેઓ એમને ન પિછાની શકયા, પણ એ ચાહતા હતા; માનવ જાતને ચાહતા હતા—પ્રભુને ચાહતા હતા. આત્માના સર્વોત્તમ પ્રેમથી એ ચાહતા હતા. તમે સર્વ જાણોછો તેમ એમને બદલોમળી ચૂકયો છે. બે હજાર વર્ષ થયાં એમનું રાજ્ય પ્રવર્ત્તી રહ્યું છે. એમના પ્રેમનું રાજ્ય ચાલી રહ્યું છે. એમણે દરેક હૃદય ઉપર—જેમણે જેમણે એમને સાંભળ્યા તેઓ

ઉપર—વિજય મેળવ્યો છે. ખ્રિસ્તધર્મરાજ્યના નામધારી અધિષ્ઠાતાના અધિષ્ઠાતા અને રાજા થઈ રહ્યા છે લોકો ભલે એમને ન માને એમને વિષે વિચાર સરખોએ ન કરે, છતાં તેઓ પણ નિઃસ્વાર્થ પ્રેમમાંથી ઉદ્‌ભવ પામતા એમના સ્વાર્પણમય જીવનને નમ્યા વિના રહી શકવાના નથી. એ પ્રભુને ચાહતા હતા, અને પ્રભુનાં સર્વ સૃજનોને ચાહતા હતા; અને પ્રભુની સૃષ્ટિમાં ઉત્તમમાં ઉત્તમ એવા મનુષ્યને–પ્રભુની સૃષ્ટિના સુમનને એ ચાહતા હતા, એ એમના મોટામાં મોટા અને છેલ્લામાં છેલ્લા કરેલા ચમત્કારથી–ક્રોસ ઉપરના–બતાવી આપ્યું. એ કદીપણ વિસર્યા નહીં -અતિશય ભયંકર જૂલ્મો નીચે પણ એ એમના પ્રભુને વિસર્યા નહી, માણસને ચાહવાનું એ વિસર્યા નહી, કારણ એમણે પ્રાર્થ્યું, "ઓ પ્રભુ! એમને ક્ષમા કર, એ શું કરે છે તે એ જાણતા નથી" આવો એમનો પ્રેમ હતો.

પ્રેમ! હા, તમારા પૂરા હૈયાથી કોઈને ચાહો. જો તમને પ્રભુને ચાહવાનું મન ન થતું હોય, તો તમે કોઈ માનવીને ચાહો તમે ખરા હૃદયથી ચાહતા ન હો છતાં તમે ખરી અને સાચી રીતે ચાહો છો એવું કહીને તમે તમારી જાતને ઠગો નહી અને તમે તમારી જાતને ઠગો છો કે નહીં અને એ કેવી રીતે જાણી શકાય એ હું તમને કહીશ. જો તમે કોઈને તમારા પૂરા હૃદયથી, તમારા પૂરા આત્માથી, તમારા હૈયાના છેક પાતાળથી, ચાહતા હશો તો તમને લાગશે કે જે પ્રદેશ—તમારા હૃદયની ભૂમિકા ઉપર

પ્રેમ પ્રદેશ છે—એ તમારા મનમાં થઇને પ્રકાશશે, બસ પ્રકાશશે અને એ દરેક પ્રત્યે-દરેક પ્રત્યે નિર્ગમશે; અને ધીરે ધીરે તમે સર્વને-સર્વને ચાહશો, કારણ, દ્વાર ઉઘડ્યુ છે અને તમારામાં જે પ્રેમ છે તે પ્રકાશી નીકળશે અને તમે જે માણસને કે જે વસ્તુને એવા સંપૂર્ણ હૈયાથી ચાહતા હતા, એનો તમે ઉપકાર ગાશો, કે તમે તમારા સર્વસ્વથી-તમારા આત્માથી ચાહ્યુ છે તમે એ પ્રેમ પાત્રના કે પ્રેમ વસ્તુના ઉપકાર ગાશો, કારણ એ માનવી યા વસ્તુ તમારા આત્માનો પ્રેમસ્વભાવ જાગૃત કરવામાં કારણભૂત થયાં છે, જે પ્રેમસ્વભાવ પ્રત્યેક માનવી તરફ વળશે. તમે જેમ જેમ વધારે બલથી ચાહશો તેમ તેમ તમને માલુમ પડશે કે તમે વધારે ને વધારે બદલો મેળવો છો; વળી એ તમારામાં સુખ રેડશે, જે પણ પ્રેમનું લક્ષણ છે,—એવી જાતનું સુખ જે પ્રતિરુદ્ધ થશે નહી, સુખ જે આન્તરમાંથી બહાર વહશે, સુખ જે તમારી હયાતિના એક એક અણુમાં ઝળકી રહેશે, જે તમારી હયાતિના એક એક ખુણામાંથી ઉભરશે; સુખ, જે તમારામાં સંપૂર્ણ રીતે પ્રકાશી રહેશે અને તમને લાગશે કે તમે દુનિયા ઉપરની હરકોઇ વસ્તુથી મુક્ત છો—છુટા છો; મુક્ત, કારણ કે તમારી શાન્તિ માટે હવે પછી તમારે બાહ્ય વસ્તુઓ ઉપર આધાર નથી, જો તમે આન્તરમાંથી સુખી હો તો. તમે જાણતા હશો કે એવી પળો આવે છે જ્યારે તમે એટલા બધા સુખી હો છો કે પૃથ્વી ઉપર

તમને તમારા સર્વોત્તમ મિત્ર જોડે, કે તમારા સર્વોત્તમ પ્રેમપાત્ર જોડે વાત કરવાનું ગમતું નથી. તમારી ઓરડીનાં દ્વાર બંધ કરવાનું અને ફક્ત પડી રહેવાનું અને આ દુર્લભ્ય સુખ જે તમારા આખા શરીરમાં વ્યાપી રહે, તે ભોગવવાનું ગમે છે તમે એકલા—એકલા રહેવાને ઇચ્છો છો. આવું સુખ દરેક જીવને એના જીવનમાં આવે છે. એ કદાચ ફક્ત થોડી વખત જીવનમાં બનતું હશે પણ એ આવે છે એ ચોક્કસ છે. એ પ્રભુનો દુત છે. દુષ્ટમાં દુષ્ટ અને ભુલેલાંમાં ભુલેલાં બાળકોને પણ પ્રભુનો આ દુત આવે છે. તમને પ્રેમ સિવાય ચાલી શકે નહીં તમારા આત્માના એ કેન્દ્રસ્થાનની ક્રિયા તમારે કરવીજ જોઇએ, પણ તમારા પૂરા હૈયાથી ચાહો

તમે મને એક પ્રશ્ન પૂછી શકો. તમે એવું કહી શકો કે "કેવી રીતે ચાહવું? અમારામાં કેટલાકે ચાહવાનો યત્ન કર્યો છે છતાં અમે ચાહી શકતા નથી, એ શું હશે? અમારે ચાહવું છે, તમે બતાવોછો એવે રસ્તે અમાર ચાહવું છે. પણ એ શું હશે કે અમે ચાહી શક્તા નથી?" ઘણોજ વાજબી પ્રશ્ન, ઘણોજ સ્વાભાવિક પ્રશ્ન, ઘણોજ ઉપયોગી પ્રશ્ન. તમારામંના ગમે તે મને એ પ્રશ્ન પૂછતા હશો, તેની તરફ પૂરા હૃદયથી મારી દીલસોજી છે પણ એનો જવાબ સરલ છે; જો તમે મારી પાસેથી એક જરા સૂચના સ્વીકારો તો તમને એક એવી ચાવી લાધશે, જેથી આ કૃપા

ભેદનાં દ્વાર ખુલી જશે. એ ચાવી તે આ છે. અરધો કલાક લો-નહીં, મારે એક કલાક કહેવું જોઇતું હતું; પણ એમ કરતાં મારી હીંમત ચાલતી નથી—તમે એટલા બધા ધંધા દારીછો; મારી હીંમત નથી ચાલતી—તમે એટલા બધા ધંધામાં મશગુલ બનેલાછો! તમે અવસ્તુમાં એવા રોકાયલાછો. હું કહું છું કે તમે "અવસ્તુમાં રોકાયલાછો," એટલા માટે કે તમે તમારા જીવનના સર્વોત્તમ કાર્ય ઉપર ચિત્ત નથી લાગાડતા; તમે તમારા બહારના શરીર માટે ગુથાયલાછો, જે બહારના શરીરને એક લાકડાની પેટીમાં * નાંખી જમીન નીચે ઢાંકી દેવામાં આવશે, ને કદાચ પાછળ એક આંસુ-સાચું આંસુ પ્રેમનું આંસુ ખરશે; અથવાતો એવું બને કે ઐન્દ્રયિક સ્નેહનું, યાતો જડ તત્વથી પોષાયેલા મનના સ્નેહનું-હા સ્થૂલ મનના સ્નેહનું, આંસુ ખરશે એક કલાક લો, કે અરધો કલાક લો-તમે એટલા બધા કાર્યગ્રસ્તછો-તમે કહોછો "અમને વખત નથી"—પણ મારા ભલા સાહેબ, કે મારી ભલી બાઈ! હું તમને કહી શકું કે તમે જ્યારે એમ કહો છો કે વખત નથી ત્યારે તમે તમારી જાતને ઠગો છો. તમારા સાચા હિત પ્રત્યે, તમારા આત્માના હિત પ્રત્યે, જેને તમે અજાણ્યે "હું" કહી સંબોધો છો, એના

---

* આ વ્યાખ્યાન અમેરિકામાં અપાયેલું હોવાથી એ દેશના રિવાજને અનુસરીને આ શબ્દો કહેવાયા છે.

પ્રત્યે યોગ્ય ધ્યાન આપવા ચાહતાં હો, જો તમે તમારા આત્માનાં હિત જાણવાની ઘટતી દરકાર રાખતાં હો, તો તમારા જીવનનું પ્રથમ હિત એ આત્મા હોવો જોઇએ; તો તમે ઉઠો છો તેનાથી એક કલાક વ્હેલા ઉઠી શકો, અથવા કદાચ તમે ભલે વ્હેલા ન ઉઠો; જે ધંધાએ તમને મોહિની લગાડી છે તેમાંથી તમે એ મેળવી શકશો. પો ફાટતાં તમે સ્હવારનુ ખાણું લ્યો તે પહેલાં, આ એક કલાક કે અરધા કલાકનો ઉપયોગ કરો આ કલાક કે અરધો કલાક લ્યો ને પછી વિચારો કે તમે શુ છો ? અને જો આ મારી સૂચના તમને ઉપયોગી થાય તો એવું થયેલું જોઇને મને ઘણી મગરૂરી થશે. તમે એટલે તમારો આત્મા, એ જાણવા પ્રયત્ન કરો, અને જાણો કે તમારા આત્માનુ હિત એજ તમારૂ સર્વોત્તમ હિત છે પછી એ આત્મા ઉપર તમારા મનની ચિત્તવૃત્તિને એકાગ્ર કરો. જે આત્મા, મ્હે કહ્યું છે તેમ તમારામાં પ્રભુના અંશ છે—પ્રભુ જે અખિલ સૃષ્ટિમાં વ્યાપી રહ્યો છે અને પ્રભુ જે તમારામાં પ્રેમરૂપે વ્યાપી રહ્યા છે, જે સર્વવ્યાપી છે, એનો અંશ છે અને પ્રભુનો એ અંશ જે તમારામાં છે એજ આત્મા છે, જે આત્માને આપણે "હુ" કહીએ છીએ. એ આત્મા પ્રત્યે, પ્રેમના એ ઘર પ્રત્યે, જે જે વસ્તુ તમે આ જીવનમાં ખોળી રહ્યા છો તેના મૂલસ્થાન પ્રત્યે, મનન પૂર્વક તમારા ચિત્તને આન્તરાભિમૂખ કરવા પ્રયત્ન કરો. તમે પ્રેમ યા પ્રેમનો ગુણ

સુખ, પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યાં કરો છો; જેને તમે આહ્લાદ, આનન્દ કહો છો, એ મેળવવા પ્રયત્ન કર્યાં કરો છો; પણ તમારો પ્રયત્ન એવું સુખ મેળવવા હોય છે જે કદાપિ પણ ઉડી જાય નહી, જે કદાપિ પણ અટકી પડે નહી—છતાં તમે એ પ્રાપ્ત કરી શકયા નથી દુનિયાદારીની સારી સ્થિતિમાં હોનારા માણસોએ પણ, દુનિયાની વસ્તુઓમાં સુસ્થિત માણસોએ પણ, એ મેળવ્યું નથી તેઓ દરરોજ સુખનાં નવાં સાધનો, સુખની નવી ચીજો, મેળવવા પ્રયત્ન કરતા હોય છે, તેથી જેવી હાલતમાં તમે છો તેવી હાલતમાં તેઓ છે એટલે કે બીજા માણસોની માફક તમે એ સુખ મેળવવા પ્રયત્નશીલ હો છો; અને આપણે બધા સૃષ્ટિના આદિકાલથી તે અત્યાર સુધી એ મેળવવા પ્રયત્ન કરીએ છીએઃ અને ઘણાઓએ મેળવ્યુ પણ છે. પણ તમે, તમે તો બહાર જોયા કર્યું છે અને મેળવ્યુ નથી, કારણ વસ્તુ તમારી અન્દર છે—તમારા આન્તરમાં છે—એ આત્મા જે તમારું ખરૂ સ્વરુપ છે તેજ તમારા અવિછિન્ન સુખનું રહે ઠાણુ છે; સુખ, જે એની અબાધતાને લઈ એના અતિશય આહ્લાદને લઇ શાન્તિ કહેવાય છે. હા, જે આત્મા કહેવાય છે, જે વિશ્વના આત્માનો એક અંશ છે, હા, એ ઉપર અરધો કલાક એકાગ્ર થાઓ. મ્હેં કહ્યું છે તે પ્રમાણે વિશ્વમાં તેમજ વિશ્વના એક સંયુક્ત ભાગ—તમારામાં એ વ્યાપી રહેલ છે; માટે તમે આત્માનું ધ્યાન ધરો.

જો તમને આ પસંદ ન પડે તો ક્રાઇસ્ટનુ ધ્યાન ધરો, બુદ્ધનું ધ્યાન ધરો, કૃષ્ણનું ધ્યાન ધરો પ્રભુનાં કોઇ અન્ય તેજસ્વી મૂર્ત્ત સ્વરૂપોનું, સર્વવ્યાપી પ્રેમનાં –વિશ્વગામી પ્રેમનાં મૂર્ત સ્વરૂપોનું, મૂર્ત્ત સ્વરૂપો જે એમના બાન્ધવો કંરતાં વધારે તેજસ્વી હોય, એમનુ ધ્યાન ધરો. આમાંનાં કોઇપણ તેજસ્વી મૂર્ત્ત સ્વરૂપોનું, પ્રભુનાં તેજસ્વી માનવ સ્વરૂપોનુ, ગમે તે, જે તમારી નજરે ચડે, તેનું ધ્યાન ધરવા પ્રયત્ન કરો.

પણ આ અવતારોમાંથી કોઈ તમને ન ખેંચી શકે તો તમે "પ્રેમ" શબ્દનુ ધ્યાન ધરો. તમે એ શબ્દ "પ્રેમ" એના બધાજ અર્થમાં, એની સઘળી કલ્યાણમય ભાવનાઓમાં સમજોછો. કોઇને કોઇએ પ્રેમ શું છે એ કહેવાની જરૂર નથી. સાહજિક રીતે હરકોઇ એ શું છે એ જાણે છે. પ્રેરણાથી હરકોઇ જાણે છે, અને જો એ માણસ સમજાવી શકતો નથી તોયે એ અનુભવે છે, એ તે જાણે છે. એ એનો પોતાનો પ્રકાશક છે. એ એનો પોતાનો અર્થબોધક છે તમે એ શબ્દ "પ્રેમ ' નું, પ્રેમની એ લાગણીનું ધ્યાન ધરો; પ્રેમ જે શુદ્ધતમ છે, પ્રેમ જે દુશ્મનને પીછાનતો નથી, પ્રેમ જે મૈત્રિ સિવાય બીજા કશાને જાણુતો નથી, પ્રેમ જે દરેક વસ્તુનો મિત્ર છે, જે મિત્રતાનો આવિર્ભાવ છે, જે શાન્તિનો પિતા છે, સર્વ જે ઉચ્ચગામી છે, સર્વ જે કલ્યાણમય છે, સર્વ જે આશ્વાસક છે, સર્વ જે લાગણી ઉત્તેજક છે, સર્વ જે

આકર્ષક છે. એનો પિતા છે; સર્વ—સર્વ જેને તમે સારૂં કહોછો અને તમે ઇષ્ટ કહોછો, એ બધુજ. પ્રેમ એ શબ્દનો આ અર્થ છે, એના બધા ઉંડા અર્થોમાં. એ શબ્દ "પ્રેમ" ઉપર અરધો કલાક, વ્હાલા મિત્રો ! ફક્ત અરધો કલાક જો તમને કલાક ન મળતો હોય તો, ચિત્તને રોકો

માનસિક આલમમાં આ મહાન તેજઃસ્વરૂપોના આ અવતારી પુરૂષોના, ગમે તે ગ્રંથોમાંથી કેટલાક ફકરા સાથે સાથે વાંચતા જાઓ ગમે તે પુસ્તક લ્યો, બાઇબલ અથવા તો કૃષ્ણનુ પુસ્તક અથવા તો બુદ્ધનું પુસ્તક લ્યો. કદાચ તમે લાંબો વખત એકાગ્રચિત્ત ધ્યાન નહીં ધરી શકો, કારણ તમને એમ કરવાની ટેવ નથી તમે કંટાળી જશો અને એને છોડી દેશો; પછી તમે કેટલાંક કાવ્યો લેજો ગમે તે પુસ્તક જેમાં આવા પ્રેમનો આત્મા હોય તે લેજો, અને અવશેષ કાળ એ ઉપર તમારા મનને રોકજો.

પ્રતિદિન, પ્રતિદિન તમે આ પ્રમાણે કરો અને દરરોજ તમે પ્રેમના બળથી પ્રફુલ્લ થયેલા લાગશો. માનસિક ઔષધિયોથી પુષ્ટ થયેલા લાગશો; અને તમે જ્યારે જીવન પથ ઉપર વિચરતા હશો, ત્યારે તમને વધારે સારૂં લાગશે એટલુંજ નહીં પણ તમે બીજાઓને ચાહતા હશો એથી વધારે સારી રીતે ચાહી શકશો. શુદ્ધતર હૃદયથી, સુશ્લીષ્ઠ મનથી ખરા હૃદયથી અને ખરા મનથી, કામમાં તમે પ્રવેશી

શકશો. એ ઉત્તમ પૌષ્ટિક છે. માનવ જાતિમાંના ઘણાજ પ્રાચીન એવા હિન્દુઓ એ આચારમાં મૂકે છે; ઓછામાં ઓછો અરધો કલાક દરેક સવારમાં તેઓ આ પૌષ્ટિક લેછે. ઘણા તો દિવસમાં ત્રણ કે ચાર કલાક જેટલો વખત રોકે છે, પણ તેઓનેં સુભાગ્યે તમારા કરતાં વધારે વખત છે. પુરસદને તો તમે મારીજ નાંખી છે. પણ હિન્દુ આને ઓછામાં ઓછું અરધા કલાક સુધી આચરણમ મૂકે છે, અને તેટલા પ્રમાણમાં એ વધારે સારી હાલતમાં છે, અને એ એનું જીવન વધારે સારી રીતે, સરખામણીમાં વધારે સારી રીતે જીવે છે. તમે કહેશો કે ભલે એ ધાર્મિક હશે પણ તે સ્વતંત્ર નથી; પરંતુ એ એકલોજ જાણે છે કે સ્વતત્રતા શું છે. એ એકજ સ્વતંત્ર છે જે એના અનિયન્ત્રિત મનને તાબે નથી; જેણે પોતાના મનને વશ કર્યું છે તે એકલોજ સ્વતંત્ર માણસ છે. જો એ એનું અનિયન્ત્રિત મન જેવીરીતે એને ઉશ્કેરે એ પ્રમાણે કરે, ત્યારે તો તમે જે ગુલામોને આફ્રિકામાંથી લાવ્યા હતા, અથવા તો જે માણસોને કોઇ પણ કાલે સત્તાના દબાણ નીચે કચરવામાં આવ્યા હશે, એથીયે એ વધારે ખરાબ ગુલામ છે· પણ જે પોતાના મનનો રાજા છે, જેણે વૃદ્ધિ પામતા પ્રેમથી, એ પ્રેમના બલથી ભરપૂર એવી ચેતનાથી, પોતાના મનને કેળવ્યું છે, તે સઘળા રાજાઓ જેઓ તાજનશીન થયેલા છે, તેના કરતાં વધારે મોટો રાજા છે.

વ્હાલાં હૃદયો! દરરોજ—દરરોજ ફક્ત એનું ધ્યાન ધરો. એ વૃદ્ધિ પામશે, જો તમે એ પ્રમાણે કરવાની દરકાર રાખશો તો પ્રત્યેક દિવસે-પ્રત્યેક દિવસે તે સંવૃદ્ધ થશે, અને તમને તમારાં હૃદયનું દ્વાર ઉઘડતું લાગશે. એના પ્રાણથી, એના બળથી, એના જ્ઞાનથી, એના તેજથી, તમારા હૃદયને અને મનને ડૂબાડી દેતું આત્માનું દ્વાર વધારે, ને વધારે, ને વધારે ઉઘડશે; અને તમને જણાશે કે દુનિયા તમારી સમક્ષ એના નવા અર્થમાં ઝળકી નીકળશે—દુનિયા, જે તમે પહેલાં ન્હાની દુનિયા જેવી જાણતા હશો, તેથી અધિક વિસ્તૃત થશે, અને પછી તમે એ દુનિયામાં આ બહારની દુનિયાથી સ્વતંત્ર રીતે રહેશોઃ અને પછી તમે પુરૂષો અને સ્ત્રીઓમાં જશો અને તેઓ તમારા શરીરના એક એક અણુમાંથી પ્રકાશ ઝરતો જોશે.

આ કપોલ કલ્પિત નથી—આ કપોલ કલ્પિત નથી; આ કંઇ જુઠાણું નથી, આ સત્ય છે. હું તમને અનુભવથી કહું છું કે આ સત્ય છે અને તેથીજ એ એવુ છે કે જેને એ પ્રાપ્ત થયુ છે, તે આપી દેવા માગે છે હા, આપી દેવા માગે છે. પોતામાંથી એ આપી દેવા માગે છે, કારણકે એ એવો ખજાનો છે, જે કોઇપણ માણસ એકલો ભોગવી શકતો નથી; એનાથી એ બની શકે એવુ નથી, એ એના શરીરના દરેક છીદ્રમાંથી ઝરે છે, એ બહાર નીકળવા માંડે છે અને દરેક માનવીને એમાં ડુબાડી દેવા માગે છે—દરેક આત્માને ડુબાડી દેવા માગે છે, દરેક આત્માને આપી દેવા માગે છે. તેટલા માટે મારૂં આ તમને કહેવું

છે, તેટલા માટે હું આ તમને કહું છું. તેટલા માટે તમે એમાં ભાગ પડાવો એવું હું ઇચ્છુંછું; એ તમારા આન્તરમાં અસ્તિત્વ ધરાવે છે હું તમને ફક્ત બતાવું છું કે આ જીવનનો ઉત્તમ ખજાનો કયાં હયાતિ ધરાવે છે—આ ખજાનો જે અનન્ત પ્રેમ છે, આ ખજાનો જે ફક્ત એકજ વસ્તુ છે, મહાન્માં મહાન્ વસ્તુ છે, સર્વોત્તમ ખજાનો છે, સુખ, અને જીવનની શાન્તિ છે, કે જે સ્થૂલ પદાર્થોની માણુસો દરકાર કરે છે એ સર્વના તમને સ્વામી બનાવશે, જીવનને સુખી બનાવશે, જેવું અન્ય કાંઇપણ બનાવી શકતું નથી. કારણ કે તમે. વસ્તુઓ જે બહારની છે તે વિષે દરકાર નહી કરો: તમે તમારા પોતામાંથી સુખી થશો—સુખી ! સૂર્યના છત્રનીચે, આ ભૂમડલમાં, જે કોઇ મર્ત્યજને શ્વાસ લીધો હોય, તેમાં સૌથી વધારે સુખી

તેટલા માટે આ સ્વીકારો. વ્હાલાં હૃદયો ! તમે મારી પાસે આવોછો, હું તમને મારૂં હૃદય આપુંછું, મારો આત્મા આપુંછું. હું ધર્મોપદેશક નથી; હુ વ.તોડીઓ નથી હું તમારો મિત્રછું, તમારો સેવકછું હું આ એક ન્હાની સૂચનાથી તમારી સેવા કરવા ઇચ્છુંછુ જો તમારામાંના કોઇ મારી પાસે આવવા માગતા હશો તો હું ઘણીજ ખુશીથી તમને મદદ આપીશ હું તમને સાચા સુખના અનુભવના રસ્તા ઉપર મુકીશ હુ તમારા બધાનો સેવકછું—મારા પ્રભુનાં બધાં ન્હાનકડાંઓનો સેવકછું હું પણ ન્હાનોછું, પણ મેં મારી માતાનો સાદ સાંભળ્યો છે, અને તેઓએ નથી સાંભળયો. હા, મેં સાંભળયો છે હું પણ બીજાં છોકરાંની માફક રમતો, મારી માતાથી, મારા પ્રભુથી દૂર રમતો, રખડાઉ હતો; મારી માતાથી દૂર, જે અનન્ત પ્રેમ છે. મારા કૃષ્ણથી દૂર-આહા ! મારી માતા ! હું એનાથી દૂર, મારી રમતમાં મશગુલ

રમતો હતો, અને પ્રભુ-માતા સાદ પાડયાં કરતી હતી. "આવો! પુત્રો! આવો છોકરા! મારી પાસે--મારી પાસે આવો! તમારી રમત ત્યજી દો અને મારાં સ્તનના અમૃતનું પાન કરો મારા હૃદયમાંથી નીકળતા ખોરાકનું ભક્ષણ કરો આવો મારા જીવનનુ પાણી પીઓ અને ભાખરી ખાઓ આવો, આવો, આવો!" માતા-માતા, દૈવી માતા બોલાવી રહી હતી, બોલાવી રહી હતી; અને હુ ગાફેલ, જેવા તમારામાના કેટલાક છો તેવો, એ સાદ તરફ અસાવધ હતો મારી રમતમાં બધીજ રીતે ગુમ થયેલો. મેં એ સાભળ્યું નહો. પણ એમની કૃપાથી મારા ગુરૂની કૃપાથી, મારા જીવનના એ ઉત્તમ મિત્રની કૃપાથી, મારા આધ્યાત્મિક નેતાની કૃપાથી, મારૂં ધ્યાન એ તરફ વળ્યું. મેં સાદ સાંભળ્યો અને હું મારી માતા તરફ ધસ્યો; અને ત્યારથી હું જ્ઞાનનું આ ફૂલ ખાધાં કરૂં છું, પ્રેમનુ આ દુધ પીધાં કરૂં છું અને જરી વધારે સારો થયો છુ, કારણ કે માતાએ જે ખોરાક આપ્યો છે એથી હું જરાક વધારે સારો થયો છું. અને એજ કારણ છે, જે માટે હું તમને બધાને પુકારી કહું છું; હું આપણી માતાનો સાદ સ્વીકારું છું અને તમે બધા માતા તરફ આવો એવું ઇચ્છુ છું અને તે તમને ખવરાવશે, જેવા તમને કદીએ ખવરાવવામાં આવ્યા નથી; તે તમને પીવાને આપશે, જેથી તમારી તૃષા શાન્ત થશે. આવો—આવો, મારી માતાનાં બાલકો એના સ્તનને ધાવો અને એનામાંથી ખાઓ; અને તમે સુખી થશો, જેવા તમે કદીએ થયા નથી. હુ તમારી જોડે બોલ્યાં કરું છું એનું આ ફક્ત એકજ કારણ છે. હું ચાહું છું કે તમે એ સાદ સાંભળશો, જેવો મેં સાંભળ્યો છે; અને મેં આજ રાત્રે જે કહ્યું છે તેનો તમે સ્વાનુભવથી સાક્ષાત્કાર કરશો. "

# શું આપણે જીવીએ છીએ ?

મારા પ્રભુનાં વ્હાલાંઓ,

પુનઃ એક વધારે વખત મારા આત્મામાંથી આત્માઓની જોડે બોલવાની આ ખાસ તકને, ખરેખરજ આ ખાસ તકને, વધાવી લઉં છું. અન્ય આત્માઓ જોડે પોતાની હયાતિના ઉત્કૃષ્ટ વિષય ઉપર, આ વિશ્વમાંના એક સર્વોત્તમ વિષય ઉપર વાત કરવાની તક મળે એ મનુષ્ય માટે ઘણું મગરૂર થવા જેવું છે; અને જો એ કોઇપણ અન્ય આત્માની સાચી સેવા કરી શકે તો એ સદાને માટે સદ્‌ભાગી છે. અહો ! કદાચ આ દુનિયા ઉપર સર્વોત્તમ રાજા કરતાં પણ વધારે સદ્‌ભાગી છે. આત્મકથા એ એનું પોતાનુંજ પારિતોષક છે. માનવી જે આત્મામાંથી બોલે છે તેનું ઇનામ એને, એના પોતાના આત્મામાંથી ઝણઝણ ઉડતાં આન્દોલનોની સાથેજ મળી રહે છે. એણે એનું ઇનામ ક્યારનું એ મેળવ્યું છે; અને એ ઇનામ, એના આત્માનાં આન્દોલનો જ્યારે એ જે આત્માઓ જોડે વાત કરે છે તેને અસર કરે છે, ત્યારે બેવડાય છે.

આજના વિષયનું નામ જરા સયુક્તિક રીતે રાખવામાં આવ્યું છે; દુનિયા જેને વિચિત્ર રચના કહેછે* કંઈક તેવી

જાતનું. શું આપણે જીવીએ છીએ? આ આપણને આલમનો વિચાર કરાવે છે " બેશક, આપણે જીવીએ છીએ " એવું હરકોઇ કહેશે તો પ્રશ્નની શી અગત્ય? જો તમે પ્રશ્નને થોડાક ધ્યાનપૂવક વિચારશો તો તમને જણાશે કે આપણામાંના ઘણા, આ કલિયુગમાં તો લગભગ બધાજ, સપાટી ઉપરનું જીવન જીવીએ છીએ. જીવનના સ્થૂલપડ ઉપરનું જીવન જીવીએ છીએ. આપણે જીવીએ છીએ છતાં જીવન શું છે, એ જાણતા નથી—આપણે જીવન જીવીએ છીએ, છતાં એના અર્થથી તદ્દન અંધારામાં જીવીએ છીએ. સપાટી ઉપરના જીવનનાં યુદ્ધોમાંથી પરવારી ખરા જીવનનો અભ્યાસ કરવાની, એ જીવન જાણવાની. એ જીવનનું જ્ઞાન પ્રાપ્ત કરવાની અને એ ખરા જીવનના આન્તરનિયમાનુસાર વર્તી, એ સાથે એક રૂપે જીવવાની આપણામાંના ઘણાને પુરસદ નથી. આપણે ધારીએ છીએ કે આપણે જીવીએ છીએ; પણ આપણે જીવીએ છીએ તેનાથી વધારે ગંભીર જીવન છે કે નહીં, આપણે જીવીએ છીએ તેથી વધારે ઉમદા કોઇ આન્તરજીવન છે કે નહીં, આપણે જીવીએ છીએ એથી વધારે આહ્લાદક જીવન છે કે નહીં, કે આપણામાં એક એવું જીવન છે જે સપાટી ઉપરના જીવનના આનંદોને હઠાવે અને બહારની સર્વ તેજોમયતાને ઝાંખી કરે, એવું તો આપણે વિચારતાજ નથી.

મ્હેં હમણાંજ કહ્યું કે આપણે સપાટી ઉપરનું, સ્થૂલ

જીવન જીવીએ છીએ. જીવન એક ફૂલ જોડે સરખાવી શકાય. ફૂલની છાલ એ તદ્દન બહારનો ભાગ છે, કઠણુ બનેલું બાહ્યાંગ છે. એ કઠણુ બનેલી છાલનું અંતરંગ એ એનો ગર્ભ; એનું સત્વ એ એનો રસ, મધુર ફૂલનો એ મીઠો રસ. જો ફૂલ પોતાનું ભાન છાલદ્વારાજ ફક્ત કરી શકે તો એને ગર્ભનું તેમજ અંદર રહેલા મધુર રસનું ભાન થતું નથી.

આપણે જીવનનાં ફૂલો છીએ—હા, આપણે બધાજ. જીવન વૃક્ષનાં આપણે ફૂલો છીએ, પણ આપણામાંના ઘણાનું ભાન સપાટી ઉપરનું—એની ઉપરની સ્થૂલતાનું હોય છે. આપણું આત્મભાન સ્થૂલને ચિન્તવે છે-સ્થૂલ ઉપર જીવે છે, બહુધા સ્થૂલ ઉપરજ કીડી માફક પેટ ઘસે છે. તેથીજ આપણે ગર્ભને જાણી શકતા નથી, રસને સ્વાદી શકતા નથી, આપણે ફૂલની મીઠાશ ચાખી શકતા નથી. ગર્ભને માનવીના મન-જોડે સરખાવી શકાય- એ માનવ-ફૂલનું મન. પણ જો એ ગર્ભ, માનવ-ફૂલનું મન-ફક્ત સ્થૂલનાજ વિચાર કરે તો એને પોતાના રસનો અનુભવ થતો નથી, એ પોતાના ગર્ભને પીછાનતું નથી. જે જે એ વિચારે છે, જે જે એ ચિન્તવે છે, અને જે જે ઉપર એ જીવે છે, તે તે એના જીવનનો ખોરાક બને છે. આ મન વિચારે છે કે એ સ્થૂલ શરીરનું માંસ છે, જે ગર્ભ પોતે છાલ છે એવું ધારે એના જેવું છે. ત્યારે મન ફક્ત બહારના અંગની સ્થૂલતાનેજ ભોગવી શકે છે:

એ સ્થૂલતા એ માનવ ફૂલનો કઠણ થયલો ભાગ છે, જેમાં ઘણોજ થોડો રસ અસ્તિત્વ ધરાવે છે. તે સ્થૂલતાને ચુસે છે અને થોડો રસ જે સ્થૂલતા સાથે ભળેલો છે એ ભોગવે છે અને ધારે છે કે એ સારો છે. પણ વચ્ચે વચ્ચે એને લાગે છે કે સ્થૂલમાં કશોજ રસ નથી અને ત્યારે એ નિરાશ બને છે. અહીં બેસતા મ્હેં પેલી કાચની બારી ઉપરના અક્ષરો વાંચ્યા "મનુષ્ય હૃદયમા જેવું વિચારે છે તેવો એ બને છે" સત્ય, અહા ! એ ભવ્ય સત્ય છે, મહાન્ શાસ્ત્રસિદ્ધ સત્ય છે. એ સર્વ જ્ઞાનનો સાર છે આપણે ધારીએ કે આપણે એટલે આપણું સપાટી ઉપરનું જીવન, આપણે એટલે આપણું સ્થૂલ જીવન અને આપણે આ માંસાત્મક જીવન બનીએ છીએ; અને જો, આપણે કંઇ ચેતન વસ્તુ છીએ, ચેતનમય સ્થૂલતા છીએ. એથી જીવનનો કાંઇ વિશેષ ખ્યાલ ન લાવતાં જીવીએ તો આપણા સર્વ આનંદોનો જન્મ, એવી સપાટીમાંથી, એવા પાર્થિવ અને બહારના જીવનમાંથી થાયછે. જો ગર્ભ પોતાના ખરા સત્વથી—એમાં વ્યાપી રહેલા મીઠારસથી જાણીતો થાય અને એ રસનો સ્વાદ અનુભવતો જીવે તો એ જીવનનો ઉપભોગ લે છે—રસ, જે એ ફૂલનો પ્રાણ છે, જે ફૂલનું ખરૂં જીવન છે, જીવનની મીઠાશ છે, તે એ પીએ છે,

ખરૂં જીવન શું છે એથી અજાણ હોવાથીજ આ બધું બને છે આપણે આ સ્થૂલ જીવન જીવવાને, જીવન

જે શ્વસન ક્રિયા માત્ર છે—એ જીવવાને એટલા બધા તો આતુર હોઇએ છીએ ! આપણને લાગે છે કે શ્વાસોશ્વાસ એજ માત્ર જીવન છે, અને જ્યારે આપણામાંથી શ્વાસ ક્રિયા બંધ પડે છે ત્યારે આપણને અને અન્યને લાગે છે કે આપણે મૃત્યુ પામ્યા. એટલે કે શ્વાસ લેવાને અને એ શ્વાસ ક્રિયા સજીવ રાખવાને જીવન જીવાય છે. મ્હેં હમણાંજ કહ્યું એ મુજબ જીવન શું છે, એના જ્ઞાન ઉપર આ બધાનો આધાર છે. જો આપણે એમ ધારીએ કે સપાટી ઉપરનું જીવન એ જીવન છે, તો આપણે સપાટી ઉપર જીવીએ છીએ અને સપાટીનો ઉપભોગ લઇ શકાય એવી રીતે લઇએ છીએ. પરન્તુ, જો આપણે જીવનને એના ઉંડાણમાં વિચારીએ અને આપણે જાણીએ કે છાલ નીચે ગર્ભ અને રસ હયાતિ ધરાવે છે—આવુ એક વખત આપણે જાણીએ, અને આપણે ખરૂં જીવન જીવીશું તો પછી આપણે ફૂલનું મૂલ શોધવા અને એના જન્મનું રહસ્ય ઉકેલવા માંડીશુ. આપણે થડ, પાંદડાં જોઇએ છીએ, આપણે ડાળીઓ—આપણે શરીર જોઇએ છીએ. અને એની નીચે આપણને મૂલ માલુમ પડે છે અને આપણને દ્રષ્ટીગોચર થાય છે કે માટીમાં મૂલ સુતું છે અને માટીમાંથી રસચુસી પોષણ આપે છે. જેમ ફૂલમાં રસ વ્યાપ્ત હોય છે તેમ આખા વૃક્ષમાં. ફૂલ વૃક્ષનુ છે અને વૃક્ષમાંથી સર્જાય છે ફૂલમાં વૃક્ષના જેવાજ પદાર્થો છે

જીવનનું આ જ્ઞાન આપણામાંના ઘણાઓને નથી હોતું. આપણે જો આ જીવનનો અભ્યાસ કરીએ, આપણો ઘણો ખરો કાલ એના અધ્યયનમાં ગાળીએ, અને પછી અધ્યયનના પરિણામરૂપ, એટલે કે અધ્યયનમાંથી જે જ્ઞાન પ્રાપ્ત થયુ હોય તે મુજબ, એટલે કે, અધ્યયનમાંથી સાચા જીવનનાં જે જે નિયમનો અને કાનુનો પ્રતીત થયા હોય તે મુજબ જીવીએ તો આ દુનિયામાં સદાને માટે મુદિત જીવન પસાર કરીએ. મુદિત એટલા માટે કે અન્ય વસ્તુઓથી આપણે સ્વતંત્ર થઇ શું કારણ જીવન એના પોતામાજ સંપૂર્ણ છ; જીવન, એની જરૂરીઆતોથી સંયુક્ત જીવન, એના પોતામાંજ સંપૂર્ણ છે ખરૂં જીવન પોતાના મૂલમાંથી, એના મૂલ અધિષ્ઠાનમાંથી પોતામાંજ પૂર્ણ આનદને અનુભવતું જીવે છે.

આપણી જરૂરીઆતોને પણ ન જાણતા, આપણને સુખી શું બનાવશે?—આપણું સર્વોત્કૃષ્ટ કલ્યાણ તે કયું?—એથી બેમાલુમ આપણામાંના ઘણા કેવું જીવે છે તે જરા જોઇએ ચાલુ જમાનામાં આપણામાંના ઘણા રૂપિયાની—ધનની દરકાર રાખે છે. આપણા વિચાર મુજબ એજ જીવનની મોટામાં મોટી અને અગત્યની વસ્તુ છે. ધન પાછળ આ ધાડ જીવનમાંની ખરી આવશ્યકતાનું અજ્ઞાનજ પ્રદર્શીત કરે છે. આપણું આ જીવન સંતોષમય ગાળવાને—આપણું આ જીવન આનંદમાં જીવવાને, આપણાં સુખ માટે

શું રૂપિયાની જરૂર છે? નહીં. આપણે રૂપિયાની કિંમત ઘણી આંકીએ છીએ. પણ રૂપિયા એકઠા કરવાની આ ઘેલછામાં આપણે આ પણ સાથે સાથે ભૂલી જઇએ છીએ કે રૂપિયા એ ફક્ત દુનિયાદારીની વસ્તુઓનો વિનિમય કરવાનું સાધન છે. જો એ વિના આપણે દુનિયાની વસ્તુઓ મેળવી શકતા હોઈએ તો આપણને રૂપિયાની જરૂર રહે નહી. જો એ વસ્તુઓ આપણી કને યથેચ્છ આવે, જો એ વસ્તુઓ આપણી તંગીની પળે આપણને પૂરી પાડવામાં આવે, તો શું આપણે પૈસાની દરકાર કરીશુ ? રાજા સાથે રૂપિયા રાખતો નથી; એ સાથે નાણાંની થેલી લઈ ફરતો નથી. એ હુકૂમો કરે છે, એ એની ઇચ્છા દર્શાવે છે, અને એને જોઇતી દરેક વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે. આપણને દુનિયાની વસ્તુઓ માટે રૂપિયા જોઇએછીએ. એટલે કે દુનિયાની વસ્તુઓ એ રૂપિયા કરતાં વધારે મૂલ્યવાન છે. એતો પ્રાપ્તિનું સાધન છે એ વિનિમયનું ચિહ્ન છે. જો આપણી પાસે વસ્તુઓ હોય તો આપણને રૂપિયાની જરૂર નથી; એટલે કે કિંમતમાં વસ્તુઓથી રૂપિયા ઉતરતા છે.

હા, આપણને વસ્તુઓ જોઇએ છીએ. આપણને વસ્તુઓ જોઇએ છીએ. આપણે આ જીંદગીને પોષવાની છે આપણને સુખ અને આરામ જોઇએ છીએ પણ આપણે માગીએ છીએ તે વસ્તુઓ નહીં. આપણે તો વસ્તુઓમાંથી પ્રાપ્ત થતાં પોષણ અને સુખ જોઇએ છીએ. જો અન્ય કોઇ સાધ-

નથી આપણને આ પોષણ—આ ખોરાક મળે તો આપણને અન્નની જરૂર ન રહે. આપણને અન્ન પણ સ્વાદેન્દ્રિના રસ માટે જોઇએ છીએ. એ એક બીજી આવશ્યકતા, અલબત્ત ઘણી મોટી આવશ્યકતા તો નહીજ, ગૌણ માત્ર હવે, આપણને બહારની વસ્તુઓ જોઇએ છીએ, એટલા માટે કે આપણા મનને એમાંથી લજ્જત મળે છે બહારની વસ્તુઓના ઉપભોગથી જેવાં સુખો અનુભવાય છે તે સુખો એ વિના આપણે પ્રાપ્ત કરી શકતા હોત તો મનને એની આવશ્યકતા ન રહેત એટલે કે બહારની વસ્તુઓના ઉપભોગમાથી મળતુ સુખ એ પેલી વસ્તુઓના કરતા વધારે કિમતી છે. કારણ આપણને જરૂર છે તે એમાંથી ઉદ્‌ભવતાં સુખોની બહારની વસ્તુઓની નહીં. હવે આપણને લાગશે કે મનજ સુખોને ઉપભોગવે છે, એજ શાન્તિ ભોગવે છે. આપણે ઉંચો, સ્વાદિષ્ટ અને ઉમદામાં ઉમદા ખોરાક ખાઇએ છીએ પણ મનજ એનાં સુખો ભોગવે છે-એનો સ્વાદ લે છે. એટલે કે જે ભોગવે છે તે મન છે, સ્વાદેન્દ્રિ જે ચાખે છે તે નહીં જો મન જરા અસ્વસ્થ હોય તો સઘળાં ભોજનો સર્વોત્તમ છતાં, ઉંચા પ્રકારની જુદી જુદી ચીજો આપણને પીરસવામા આવી હોય છતાં, એ મન આપણને સ્વાદની મઝા આપવામાં નિષ્ફળ નીવડે છે.

એટલા માટે મનનું સુખ, મનની અનવછિન્ન સ્થિતિ એ બહારની વસ્તુઓનાં સુખો કરતાં વધારે કીમતી છે મારા

શબ્દો બરાબર સમજો મારા કૃપાળુ પ્રભુની રહેમથી ઉત્તરોત્તર ક્રમવાર હું ક્યાં જાઉં છું. તમે તમારા હૃદયમાં આને સત્કારશો તો જ્યારે તમે પાછા ઘેર જતા હશો ત્યારે જરી વધારે ઉંડાણથી વિચારશો અને પછી તમને જણાશે કે એ બધી ફિલસુફીનો સાર છે. હુ મહાત્મા નથી તમારા કરતાં હું મોટો નથી પણ આ વિષય વિચારવાને, જીવનને એની બધી સ્થિતિઓમા અને ગતિઓમા ઉકેલવાને મને જરા અવકાશ છે. બહારની વસ્તુઓમાં-થી પ્રાપ્ત થએલાં સુખો આપણને સંતોષતાં નથી, સંતોષ આપવામા નિષ્ફળ નીવડે છે—જો મન અસ્વસ્થ હોય તો. તદ્દન માટે ઉત્તમ ભોજનમાંથી, ઉંચા પહેરવે શમાંથી, આપણી પાસે ધનના ઢગ હોય છતાં તેમાંથી જે સુખો મળે છે, તે મનના સુખ આગળ હલકાં છે ધારોકે આપણી પાસે સોગણી લક્ષ્મી છે, આપણી પાસે ખોરાક છે. આપણી પાસે પહેરવેશ છે. પણ મન ક્ષુભિત છે; આ બધા ની પ્રાપ્તિ છતાં, મુખત્યારિનો હક છતા, આપણે એથી બે માલુમ જીવીએ છીએ. આપણે શું જમીએ છીએ એની આ-પણને ખબર નથી આપણા શરીર ઉપર કેવાં રેશમી કપડાં લટકે છે તેની આપણને ખબર નથી, બેંકમાં કેટલા કરોડ નાણાં જમે છે તેની આપણને ખબર નથી. તે સમયને માટે તો આપણે આપણી સઘળી પ્રાપ્તિઓથી બેમાલુમ જીવીએ છીએ.

એટલા માટેજ મનનું સુખ, એટલા માટેજ મનની સમતા, એટલા માટેજ મનની સ્થિરતા એ બહારની વસ્તુઓનાં સુખ કરતાં વધારે કીમતી છે. અને કદાચ આપણને આવું સુખ પણ હોય, છતાં આવી માનસિક સમતા સર્વદા સંભવિત નથી–અચળતો નહીં જ. જીવનનું મૂલજ જો આપણે ન જાણતા હોઇએ તો આ માનસિક સ્થિરતા હમેશને માટે જામતી નથી; પરન્તુ કદાચ જો થોડો સમય એનો આપણે ઉપભોગ કરતા હોઇએ, જો થોડીક ક્ષણો આપણે એને ભોગવતા હોઇએ અને એવામાં ઓચીંતી ગમગીની થાય, હૃદયને એક ઘા લાગે—જે તરફ સર્વ પ્રકારનો સ્નેહ સંકળાયેલો હતો એવો એક પુત્ર મૃત્યુ પામે, હૃદયને પ્રિયતમ એવી પત્ની મૃત્યુ પામે, હૃદયને વ્હાલો એવો પતિ મૃત્યુ પામે, અથવા તો કાળના ક્રૂર હસ્તવડે અણચિંતવ્યુ આપણું વ્હાલું સ્નેહપાત્ર આપણી પાસેથી છીનવી લેવામાં આવે તો આપણી ઐહિક બાબતોની સમતોલ સ્થિતિથી પ્રાપ્ત કરેલું માનસિક સુખ પણ એની આગળ કશુંજ નથી હૃદયને જખમ લાગ્યો છે—ઉંડામાં ઉંડાં મર્મસ્થાનમાંના એક મર્મસ્થાનમાં જખમ લાગ્યો છે, અને આપણે દુખી છીએ; એટલા બધા દુઃખી, કે આપણે આપણી સર્વ બહારની વસ્તુઓ ફેંકી દેવા ઇચ્છીએ છીએ; કોઇ કોઇ પ્રસંગે તો આપઘાત કરવાનું ઇચ્છીએ છીએ. આપણને એવું લાગે છે કે આપણે મૃત્યુ પામ્યા હોત તો સારૂં: ઝેર લેવાની આપણને ઇચ્છા થાય

છે. આપણે આપણી જાતને નદીમાં--સમુદ્રમાં સુવાડી દેવા માગીએ છીએ, એવી ઇચ્છાથી કે જે દુઃખે આપણા ઉપર ઓચિંતો હુમલો કર્યો છે તેને આપણી સાથે ડુબાડી દેવાય. એટલામાટે બહારની આર્થિક સ્થિતિઓના શુભ સંયોગથી મેળવેલા માનસિક સૌખ્યથી હૃદયસુખ વધારે મોંઘુ છે. આન્તરપ્રેમનાં આપણાં પાત્રો આનન્દી હોય, આપણી સાથે હોય, જીંદગી પર્યન્ત આપણા પ્રેમનો પ્રતિધ્વનિ કરતાં હોય—એ હૃદયનું સુખ. જ્યાં સુધી આપણે આ હૃદયમૂર્ત્તિ પૂજવાનું અને એની હુંફે જીવવાનું હોય છે ત્યા સુધી સરખામણીમાં, જીવનની અન્ય સર્વ સ્થિતિઓની આપણે કદીયે દરકાર કરતા નથી. પણ એ મૂર્ત્તિ ખસેડવામાં આવે છે અને જીવન ગોઝારૂં ગોઝારૂં બની રહે છે; હવે તે એક વેરાનરૂપ લાગે છે. જો કોઇ નીચગાં નીચ માણુસને આ હૈયાનું સુખ હોય, જો એની પાસે પ્રેમનું આ પાત્ર હોય અને જો એને એ પ્રેમને ચહાવાની લાગણી હોય, તો આપણે આપણી સ્થિતિ એની જોડે બદલવા ઇચ્છીશું.

ત્યારે શું? હૃદયના સુખ કરતાં કાંઇ પણ વધારે કીમતી છે? હા, છે પણ આપણે એને ખોળતા નથી. આપણે એમજ સ્તબ્ધ ઉભા રહીએ છીએ, અને જ્યારે આપણે એ દર્દથી પીડાઈ એછીએ, જ્યારે એ દર્દના આવેગથી લેવાઇ ગયા હોઇએ છીએ, ત્યારે આગળ શોધવાની. આપણે

આગ્યેજ દરકાર કરીએ છીએ આપણે જાણે દુઃખ દરિયામાં ડુબી ગયેલા હોઇએ છીએ, અને એ દુઃખમાંજ ડુબેલા, ત્યાંજ પડી રહેવાનું આપણને ગમે છે. એથી કાંઇ આગળ જોવાની દિશા બંધ થઈ ગઇ હોય છે, જીવન શુષ્ક બન્યુ છે; આ જીવન વધારે વખત લંબાવવાની હવે કાઇજ સ્પૃહા નથી, એવુ આપણને લાગે છે મન અને હૃદય જીવન થી કંટાળી ગયાં છે. જીવનનો છૂપો ભેદ, જીવનનુ મૂલ-સ્થાન, સઘળાં સુખદુઃખનું મલસ્થાન—મૂલસ્થાન જેમાંથી આપત્તિ અને સંપત્તિ જન્મે છે—આ મૂલ જો આપણે જાણતા હોઇએ, તો વિહ્વલ, દુઃખી સ્થિતિની પેલી પાર જઇ શકીએ. પ્રેમમૂર્ત્તિ તરીકે માનવીને ચહાવામાંથી જે સુખ પ્રાપ્ત થાય છે, એથી વધારે સુખી જીવન જીવી શકીએ.

આપણામાંના કેટલાકને, જયારે આપણે આવી રીતે ઘાયલ થયલા હોઇએ ત્યારે, આપણને પારદેશીય ધર્મશાસ્ત્ર વાંચવાનું આવી બને. આપણને કોઈ ફિલ્સુફી લાધે,-કોઇ ફિલ્સુફી જે જીવનના મૂલમાંથી ઝરતી હોય. ફિલ્સુફી જે જીવનના સાચા જ્ઞાન ઉપર રચાયલી હોય જો આપણામાંના કોઇના હાથમાં આવું પુસ્તક આવી પડે, અને એમાંથી એક લાગણી થઈ આવે કે એમાથી એક વિચાર સ્ફુરી આવે; અથ-વા તો કોઇ વ્યાખ્યાનકારને સાંભળીએ, અથવા તો આપ-ણને એવો મિત્ર મળે જે આવી ફિલ્સુફીમાંથી બોલતો હોય, એવું કાંઈ, જેમાં દુનિયાદારીના સ્નેહોનું યાતો દુનિયાદારીનાં

દુઃખાનુ યાતો દુનિયાદારીના સુખોનું કથન ન આવે, પરંતુ સુખને એના મૂલસ્વરૂપમાં બોલે,-કેટલાક શબ્દો, જેમાં આત્માના આનંદની, આત્માના સત્વની છાપ હોય; આવા શબ્દો તત્ક્ષણે આપણા તિમિરમય હૃદય ઉપર એક પ્રકારનું દૈવી તેજ રેડે છે. આપણા હૃદયની અંધારીમાં એ ઉંડું ઉંડું પ્રવેશે છે અને પ્રકાશિત કરે છે. આ બધુ સંભવિત છે. આ જમાનામાં આવા દાખલા થોડાજ મળી આવે છે; પણ મને જાણતાં આનંદ થાય છે કે મનુષ્યો આ દિવસોમાં જીવનનું એક મૂલ શોધવા પ્રયત્ન કરી રહ્યા છે—આપણા સર્વ દેશોના પ્રાચીન સમયના સાધુઓ અને મહાત્માઓએ સમજાવ્યા પ્રમાણે જીવનનો અભ્યાસ કરી, પ્રકાશનું એ કિરણ ઝડપવા પ્રયત્નશીલ બન્યા છે. આશ્વાસનનો એકજ શબ્દ, એક માનવી જેણે જીવન એના મૂલસ્વપરૂમાં જોયું છે એનામાંથી આવે છે; ફક્ત એકજ શબ્દ આશ્વાસનનો, અને અંધકાર ઓગળવા માંડે છે; અને આપણે હતા તે કરતાં વધારે સારા થઇએ છીએ. ત્યાર પછી વધારે ને વધારે સત્યો માટેની આપણી ક્ષુધા વધે છે અને આપણે આવા અભ્યાસમાં પ્રવૃત્તિ કરીએ છીએ. આપણને પહેલીજ વખતે એવી હકીકતની જાગ્રતિ આવે છે કે માનવસ્નેહના આનંદ કરતાં—દુનિયાના આનંદ કરતાં હજુ વધારે ઉચ્ચતર આનંદ છે. આપણે જીવનનો અભ્યાસ ચાલુજ રાખીએ છીએ ને આપણને જડે છે કે

હૃદયની પાછળ જીવનનો બીજો હેતુ છે, જેનું હૃદય તો માત્ર દ્વાર છે આપણે ત્યાં ઠોકીએ છીએ, આ ફિલ્સુફીમાંથી જ્યારે આપણને દ્વાર કયાં છે એ માલુમ પડે છે એટલે આપણે ત્યાં ઠોકીએ છીએ; એ હેતુને ચિન્તવતા ચિન્તવતા આપણે ઠોકવાનું ચાલુજ રાખીએ છીએ અને ઠોક ઠોક કરીએ છીએ આપણે ઠોકીએ છીએ અને યોગ્ય વખતે દ્વાર ઉઘડે છે અને પ્રકાશનો પુંજ, જે બંધ રહેલા દ્વાર પાછળ હતો તે હૃદય ઉપર જોરથી ધપેછે અને મનને એમાં ઘસડી જાય છે. આપણને કહેવામાં આવે છે કે આત્મા તે આ.

અહા! આપણને કેવુ લાગે છે, જાણે કે એકાં અમૂલ્ય ખજાનાની આપણને શોધ લાધી! સર્વ પ્રકારનો આનંદ, સર્વ પ્રકારનાં સુખો. સત્ર પ્રકારનો પરમાનંદ જે આપણે આ જીવનમાં શોધતા મથતા હતા અને જે સારૂ હમેશ નિરાશ થતા હતા, તે સર્વ આપણી અંદર છે. આ બધો સમય એ, આપણામાંજ, આપણા મનના છેક ઉંડા ખૂણામાં હતો; પણ આપણે એ સારૂ બહાર જોતા હતા; હા, સદાયે. આપણું મન સદા સપાટી ઉપર--જીવનની સ્થૂલ ભૂમિકા ઉપર જીવતું હતું અને તેથીજ એને જાણી નહીં શકેલા. બાલ્યાવસ્થાથી આપણે શોધતા હતા અને પ્રાપ્ત કરી શકતા નહીં; મોંઘી મૂલવેલી આપણી દોલત એ આપી નહીં શકેલી-દુનિયાની ઉત્તમતા પણ નહીં. પણ—હા! અજાયબીમાં અજાયબી!—આપણને માલુમ પડે છે કે સઘળો

કાલ એ ત્યાં હતો, આપણા પોતાના પ્રાણમાં સંગ્રહાયલો, આપણા પ્રાણના કેન્દ્રમાં એ મનની પાછળ જ હતો. જો મને આન્તરનિરીક્ષણ કર્યું હોત, તો એને ઘણી મુદત પહેલાં માલુમ પડયું હોત, હા--આ ભંડારોમાંનો ઉત્તમ ભંડાર જે આપણી બધી બહારની વસ્તુઓ જોડે સરખાવી શકાય એમ નથી એ સરખામણી કરતાં બહારના આનંદો અને સુખોની એક કોડીની કિંમતમાંએ આપણે ગણના ન કરી હોત. એટલા માટેજ આત્મભાન હૃદયના પ્રેમ કરતાંય, હૃદયના સુખ કરતાં ય વધારે કિંમતી છે.

જ્ઞાન એટલે શું ? શબ્દ "વિઝડમ" સંસ્કૃત શબ્દ વિદ્યાનો અપભ્રંશ છે, જેનો અર્થ જ્ઞાન એવો થાય છે. એ વિદ્ જાણવું, એ ધાતુમાંથી આવે છે, જ્ઞાન, "વિઝડમ" એટલે જ્ઞાન; જીવનનું જ્ઞાન; આપણી હયાતિનું જ્ઞાન; આપણી સ્થિતિના ઉંડામાં ઉંડા ભાગનું જ્ઞાન; આપણી હયાતિના મૂલનું જ્ઞાન; આપણા આત્માનુ, આપણા સાચા જીવનનુ, આપણી ખરી હયાતિનું જ્ઞાન જે અત્યાર સુધી અનન્વિષ્ટ હતુ; એટલા માટે જ્યારે આ જ્ઞાનથી એવા જીવનનું મૂલ આપણને દ્રષ્ટિગોચર થાય છે, અને એ મૂલ સુખનુ બનેલું છે—અદ્યાપિ પર્યંત નહીં અનુભવેલા સુખનું બનેલુ છે, એવું હૃદયંગમ થાય છે, ત્યારે જીવનનો ઇપ્સિતાર્થ પ્રાપ્ત થયો એમ, જીવનનો આનંદ સંપૂર્ણ પ્રાપ્તિને પહોચ્યો એમ, જીવન ખરી રીતેજ જીવાયું એમ આપણને લાગે છે,—જો

આપણે એ મૂલનુ હરદમ ભાન જારી રાખીએ, જો આપણે આપણા મનને હરઘડીએ આન્તર તરફ અભિમુખ રાખીએ કે જેથી આપણી સાચી હયાતિને દ્રષ્ટિબ્હાર ન કરાય કે એને ન વિસરી જવાય જ્યારે આપણું મન એના પોતાના મુલને. આત્માને ચેતન રાખે છે ત્યારેજ આપણે ફકત જીવતા છીએ, ત્યારેજ જીવનના ગર્ભનુ પ્રાશન કરીએ છીએ, અને એમાથી રસામૃતનો સ્વાદ લઈએ છીએ —ત્યારે એવુ જીવન જીવીએ છીએ કે એની જોડે સરખાવતાં આ જીવન જે અત્યારસુધી મશ્કરીરૂપ જીવાતું હતું તે માત્ર નામધારી હતું એમ લાગે છે.

તેટલા માટે કિમતીમાં કિમતી વસ્તુ એ જ્ઞાન છે. જેને જ્ઞાન છે, પોતાના સાચા સ્વરૂપનું જ્ઞાન છે, પોતાની ખરી હયાતિનું જ્ઞાન છે, તે એ જ્ઞાનના કાનૂન મુજબ જીવે છે; એ જીવનને સજીવ રાખતો, મૂલસ્થાન તરફ મનને દોરતો, જ્ઞાનને અનુભવે છે અને અખિલ વિશ્વથી છૂટો છે રોટલાના સૂકા ટુકડા ઉપર, ઘાસ ઉપર. અગર વૃક્ષનાં પાંદડાં ઉપર એ જીવી શકે છે. એ બ્હાર રખડે અને નાના ફલ ઉપર, થોડા પ્રમાણમાં એને આપવામાં આવે એટલા ખોરાક ઉપર એ જીવી શકે, અથવા તો એને જણાશે કે જંગલોમાં પણ એ જીવી શકશે અને વૃક્ષના વલ્કલથી શરીરને ઢાંકી શકશે, જેવી રીતે હિન્દુસ્તાનના કેટલાક યોગી કરતા હતા હું તમને જંગલમાં જવાનું અને ફલ ઉપર જીવવાનું નથી કહે

લો; પણ પાર્થિવ વસ્તુઓથી—સઘળી પાર્થિવ વસ્તુઓથી સ્વતંત્રતાની લાગણી, દુનિયામાં અને મિત્રો સાથે વસતાં છતાં તમને આનંદ આપશે; તમારે જંગલમાં જવાની કાંઇ આવશ્યકતા નથી તમે તમારા કૌટુમ્બિકોની મધ્યમાં જીવન પસાર કરતા હો તો પણ કશીજ હરકત નથી, કારણ જે આનંદ તમારે જોઇએ છીએ, જે આનંદ મધુરતમ છે જેની સરખામણી થઇ શકે એમ નથી, એ તો તમે તમારા આન્તરમાંથી ગ્રહો છો. આન્તરમાંથી એ ઉભરાઇ જાય છે અને એમાં તમે ઘસડાઓ છો; બહારની ઉપાધિઓથી ઉદ્દભવતા સઘળા આનંદો, જે આનંદ સાચા જીવનના અનુભવમાંથી, તમારી આન્તર હયાતિના જીવનના ખરા ઝરામાંથી, તમારી હયાતિના એ મૂલ પ્રદેશમાંથી જન્મ પામે છે તેની આગળ કશાજ લેખ.માં નથી

એ આત્મપ્રદેશમાં જ્યારે તમે પ્રવેશ કરો ત્યારે તમને જણાશે કે પ્રભુના અવતારો, જેવા કે જિસસ, બુદ્ધ અને કૃષ્ણ એ માનવજાતના સર્વોત્તમ મિત્ર છે; અને સઘળા સાધુઓ અને મહાત્માઓ જેઓ આ મહાન્ અવતારોના શિક્ષણ ઉપર અને એમની તરફના પ્રેમ ઉપર જીવ્યા, તે જ્ઞાની હતા. અને તો જ્યારે તમે તમારૂં બાઇબલ ઉઘાડો અને ક્રાઇસ્ટ વિશે વાંચો ત્યારે જણાશે કે દરેક શબ્દ પ્રકાશથી ભરેલો છે અને તમારૂં હૃદય અને મન એ તેજના અંબારમાં ઘસડાઇ જાય છે. જિસસ ક્રાઇસ્ટ તમને વ્હાલાં-

ઓમાંનો વ્હાલો—તમારા ગમે તે મિત્રો અથવા તો સંબંધીઓ કરતાંય વધારે વ્હાલો થાય છે પછી તમે કૃષ્ણ વિશે વાંચો અને તે, જિસસનો પિતા, જિસસમાં પ્રકાશ રેડે છે. પછી તમે જ્યારે સાધુઓ વિશે વાંચતા હશો ત્યારે તમે એમના હ્રદયમાં—એમના આત્મામાં પ્રવેશતા હો એમ લાગશે; અને એમના સદ્બોધથી એક ફકરો માત્ર પણ, અવશિષ્ટ જીવન ગાળવાને પૂરતો લાગશે.

આત્માનો ગુણ પ્રેમ છે—પ્રેમ જે તમે આ વિશાલ વિશ્વમાં ખોળવાનો પ્રયત્ન કરો છો, બનતા બધાજ પ્રયત્નોથી વશ કરવા પ્રયત્ન કરો છો. સાચો પ્રેમ જે તમારે જોઇએ છીએ એ તો તમારી અન્દર છે—તમારા આત્મામાં છે તમારી પાસે એ પ્રેમ છે પૂર્ણ પ્રેમનું લક્ષણ અનવછિન્ન સુખ છે અને તે પૂર્ણ પ્રેમ એજ તમારો આત્મા—તમારામાંનો પરમાત્માંશ. એટલા માટે જ્યારે મન એના પોતીકા મૂલ—આત્મા ઉપર જીવે, ત્યારેજ આપણે જીવીએ છીએ; પણ જ્યારે મન છેક ઉપરની સ્થૂલ ભૂમિકા ઉપર જીવતું હોય ત્યારે આપણે નથી જીવતા—જીવતા કરતાં મરણશીલ વધારે છીએ. મ્હેં એક ઘણાજ જોરાવર અને શરીરમાં જીવતા માણસને જોયો છે—એ મને ન્યુયૉર્કમાં મળેલો. એ તો જાણે એનામાં જીવન હોય એવા પૂરેપૂરા ડોળથી બોલતો, છતાં મને તો લાગ્યું કે જાણે એ એની કબરમાંથી બોલતો હોય. એવું મ્હેં એને કદાપિ

કહેલું નહીં; પરન્તુ એક દિવસે મ્હેં એને આવું કહ્યું "તમારૂ જીવન એ મૃત પદાર્થોના જીવન જેવું છે. જીવન સારૂ તમારી અન્દર શોધો, જે તમારૂં સાચું જીવન છે, તમારો આત્મા છે, આનંદનું સ્થાન છે, જીવનનું વાસસ્થાન છે અને જ્ઞાનનું ઘર છે પછી તમે ખાઓ કે ન ખાઓ છતાં જીવશો, તમે જીવશો અને તમારૂં જીવન તમારામાં ઝળકી રહેશે, તમારા શરીરમાંથી—તમારી હયાતિના એક એક અણુમાંથી તમારૂં જીવન જાજ્વલ્યમાન થશે; અને બીજાઓ પણ સાચા જીવનની—એ જીવનના મૂલ સ્થાનની, એ જીવનની—જે પોતાનો આનંદ અને સંતોષ છે તેની ઝાંખી કરી શકશે—બીજાઓ તમારામાંથી એ જીવનની ઝાંખી કરશે, એ જીવનનું—એ સાચા જીવનનું—સત્વ ચૂસશે. અને તેઓ પણ સુખી થશે. તેઓ પણ વખત જતાં એમના મનના ગુહ્યસ્થાનોમાં—ઉંડા મર્મસ્થાનોમાં, અન્વેષણ કરવા માંડશે અને એમને કોઇ કાલે જીવનનું એ કોટડું—જીવનનો એ ઝરો જડશે અને તમને આશિષ દેશે; એમની ગતિથી પૃથ્વીને, અને એમની પ્રાર્થનાઓથી સ્વર્ગને પ્રાસાદિત કરશે, અને એમના શ્વાસથી અને એમની દૃષ્ટિથી હાઝરીમાં રહેતાં બધાંને આશિર્વાદિત કરશે." પ્રભુ તમને સર્વને એ જીવનમાં દોરો ?

# વિચારશક્તિ

મારા પ્રભુનાં વ્હાલાંઓ,

શારીરિક શક્તિને ધારણ કરતા, આપણે બધા એનો જોઇએ તે કરતાં વિશેષ વિચાર કરીએ છીએ. આ જડાનુ-શાસિત જમાનામાં આપણે આપણા મન કરતાં શરીરનો વધારે વિચાર કરીએ છીએ; આપણે આપણા માનસિક બલ કરતાં શારીરિક બલનો વધારે વિચાર કરીએ છીએ આ જમાનામાં લોકોનો મોટો સમુદાય શરીર અને શરીરને લગતી બધી બાબતોના ધ્યાનમાં ગુંથાઇ ગયો છે. તેઓ મનનો એટલો બધો વિચાર કરતા નથી. જેઓ મનનો--મનનાં બલોનો, મનનાં ગુપ્ત રહસ્યોનો વિચાર કરે છે એમની ગણી ગાંઠીજ સંખ્યા છે. પણ સુભાગ્યે આ ન્હાનો ભાગ વૃદ્ધિ પામતો જાય છે અને દિન પ્રતિદિન વિચારકો, જે મનના આન્તર બલોનો વિચાર કરે છે, એમની સખ્યા વધતી જાય છે. કાલનું એ શુભ ચિન્હ છે. માનવજાતિના ઉત્કર્ષમાં સંસ્થિતિઓને વધારે સારી કરવાને અર્થે આ ફેરફાર છે. જે લોકો ફક્ત પોતાના શરીરનોજ અને શરીરને લગતી બધી બાબતોનોજ વિચાર કરે છે તેઓ, જેમ એપલ-ફલની છાલ ઉપર ન્હાની કીડીઓ પેટ ઘસે છે તેનીજ માફક-જંતુઓ, જેઓ રસપૂર્ણ ફલની છાલ ઉપર ચાલે છે તેની માફક, જીવનની છેક ઉપરની ભૂમિકા ઉપર જીવે છે. અન્દર

પ્રવેશી મિષ્ટ રસનું આસ્વાદન લેવાને એમને છાલ ઘણીજ કઠણ પડે છે. એમ, આ માનવ-જંતુઓ પણ વખ્તોવખ્ત ચામડી ઉપરજ જીવે છે, ચામડી ઉપર પેટ ઘસેછે, જીવન-ફૂલના મધ્યભાગમાં કદીએ જતા નથી, એને જાણતાય નથી યાતો જાણવાની દરકાર સુદ્ધાં કદીએ કરતા નથી, તો પછી મિષ્ટ રસ જેનુ ખરૂં સુખ બનેલું છે એનું પાન તો કયાંથી કરે !

આ અધોગતિ પામેલા કાલમાં, ભાવના—જીવન એ શેનું બનેલું છે એની ભાવનાય પરિવર્ત્ત પામીછે. આપણામાંના ઘણા ઘણી ક્ષણોએ આપણે એટલે આપણું શરીર એવું ધારીએ છીએ અને શરીરની ઘણી .અતિશયોક્તિ કરીએ છીએ, શરીરનાજ વિચાર કરીએ છીએ. આ જડવાદના જમાનામાં, હું કહું છું એમ આપણામાંના ઘણાને આપણી જાત માટેનાં સત્યો વિશે વિચિત્ર વિચારો છે. એવાં સબલ સત્યો છે જે દરપળે આપણી સ્હામું તાકી તાકીને જોઈ રહે છે, સત્યો—જેનો અનુભવ શ્વાસોશ્વાસની પ્રતિક્ષણે થાય .છે; અને તોપણ આપણે એ સત્યોને વિસરી જઇએ છીએ અને, પ્રભુ જાણે કેવી રીતે આપણે સિદ્ધાન્ત પદ્ધતિઓ રચીએ છીએ, કયાંથી આપણે જીવનના સિદ્ધાન્તો વણી કાઢીએ છીએ, જેનો પાયો કાલ્પનિક સત્યો અને સાધનો ઉપર રચવામાં આવ્યો હોય છે. દાખલા તરીકે, માણસ એ એના વિચારો સિવાય બીજું કશુંજ નથી; અને આવું છતાંયે આપણામાંના કેટલા

મનમાં ધારે છે—કે આપણે આપણા વિચારો સિવાય કશુંય નથી? હમણાંજ જેવા તમે મને સાંભળો છો તેજ વખત એક ક્ષણ વિચારો--કે તમે એ તમારી ચેતના સિવાય અન્ય કશું નથી અને એ ચેતના વિચારોની, ખયાલોની અને લાગણીઓની બનેલી છે. આજ પળે તમે આ વિશે વિચારો. આજે આખા દિવસમાં તમારામાંના ઘણાએ, બલ્કે તમારામાંના બધાએ વિચાર્યું હશે કે તમે એ તમારૂં શરીર છો, અને છતાંએ તમે તમારા ચૈતન્યવિણ કશુંજ નથી. જો તમે એ તમારી ચેતના ન હોત તો તમે મને સાંભળી શકત નહીં. એ તમારી ચેતના છે જે સાંભળે છે; એ તે ચેતના છે જે, હું બોલું છું એ સમજવા પ્રયત્ન કરે છે; એ તે ચેતના છે જે તમારી આસપાસ અને અંદર બધામાં ઇન્દ્રિયોનો અનુભવ લે છે.

તમારી ચેતના સાથે તમારા શરીરને કાંઇ લેવા દેવા છે? હા, એ એક સાધન છે, જેની મારફત તમે એટલે તમારી ચેતના કાર્ય કરે છે. શરીર એ મનનું આવરણ છે. શરીર એ કામ કરવા સારૂ મનનું મધ્યવર્તી સાધન છે. જ્યાં લગી તમે તમારા મનને શરીર ઉપર ન મૂકો ત્યાં સુધી તમને તમારા શરીરનું ભાન નથી હોતું. તમારૂં શરીર એ બહારનું આવરણ છે, જેમ તમારા માંસના આવરણ માટે ઝભ્ભો હોય છે એમ. જ્યારે આપણે શક્તિ અને બલ વિશે વાત કરીએ છીએ ત્યારે "આપણે શારીરિક બલ અને શારીરિક શક્તિનો

વિચાર કરવાની ભુલને પાત્ર હોઇએ છીએ. જ્યારે આપણે કહીએ છીએ " આજે હું શકિતહીન થયો છું " ત્યારે આપણે શરીરની નબળાઇ એવો અર્થ કરીએ છીએ. જ્યારે આપણે બલનો વિચાર કરતા હોઇએ છીએ ત્યારે બેમાલુમ પણે પણ આપણે આપણા શરીરિક બલનો જ વિચાર કરીએ છીએ,—જાણે કે શરીરને શકિત હોય ! નહીં. સઘળું બલ મનને તાબે છે. મા ા શબ્દો તરફ જુઓ ! હું ફરીથી કહું છું કે બલ સંપૂર્ણ રીતે મન, જેનાં માંસત્વચાદિ એક ઝભ્ભા માફક આવરણ માત્ર છે, એને તાબે છે. મનના બલ વિના શરીર એ જીવતું મુડદું છે. આ શબ્દો ધીરે ધીરે, અચકાતાં બોલવા જોઈતા હતા. હું તમારી આગળ ભાષણ આપવા ઉભો નથી તમારી ભૂમિમાં, તમારી આ બ્હોળી ભૂમિમાં, તમારી વિદ્યાની ભૂમિમાં, તમારી મહાન્ ભૂમિમાં હું પ્રાચીન દુનિયામાંથી, પ્રાચીન ધર્મમાંથી જીવનની પ્રાચીન ફિલ્સુફીમાંથી કેટલાક વિચારોથી સેવા કરવા આવ્યો છું ફરીથી તમારી આગળ એનું એ કહું છું કે—સઘળું જોર અને બલ મનને તાબે છે. એવું કોઇ પણ બલ નથી જે ઉપર શરીર હક ધરાવી શકે. એ માનસિક બલમાં શરીર એનો વ્યવહાર ચલાવે છે. શુ શરીરનું એવું એકે કામ છે કે જેની પાછળ વિચાર ન હોય ? આ વિચારો ! કોઇ પણ એકે કામ, વિચાર—જે મનનું બલ છે તેનાથી નિર્દેશાયા વિના,. શરીર કરી શકે નહીં ! હું તમારી* હજુર આ

સેવા સાથે આવું છુ કે— જડવાદના આ જમાનાની અગાઉ આ દુનિયામાં, પુર્વમાં તેમજ પશ્ચિમમાં, ઉત્તરમાં તેમજ દક્ષિણમાં, મનુષ્યો આ સત્ય જાણતા હતા કે મન એ આપણી સાચી ભૂમિકા છે, મન એજ માનવીનું સાચું સ્વરૂપ છે અને શરીર એ આવરણ માત્ર છે.'

આજ રાત્રિનો વિષય વિચારશક્તિ, વિચારનું બલ, જેનો અર્થ મનનું બલ એવો થાય છે, એ છે દરેક વિચાર એ મનનો પ્રવાહ છે; મનનો દરેક પ્રવાહ એ મનનુ બલ છે. આપણે બધા કહીએ છીએ કે "અમારે વિચારો છે, પણ અમને આ વિચારોના બલની અસર લાગતી નથી,"-- બધા નહીં તો આપણામાંના ઘણા, ઘણાઓ જે જીવન બેદરકારીથી જીવે છે, ઘણાઓ જે મ્હેં કહ્યું એમ જીવનની સપાટી ઉપર જીવે છે, જે એક વિષયમાંથી બીજા વિષયમાં-એક વિચારમાંથી બીજા વિચારમાં, એક મિનિટમાં દશ હજાર વિચારોમાં ( જો એ શકય હોય તો ) કુદે છે, તેઓ આવુ કહે છે. કેવી રીતે તેઓ વિચારનું બલ અનુભવી શકે ? આપણે વિચારનું બલ ત્યારેજ અનુભવી શકીએ, જ્યારે આપણે વિચારને એકત્રિત બનાવ્યો હોય. દાખલા તરીકે, ભયઃ ભય એ વિચાર છે. જ્યારે આપણે કોઇ વસ્તુથી બ્હીએ છીએ, કોઇ વસ્તુ માટે ગભરા બનીએ છીએ, ત્યારે આપણે એ વસ્તુનો એકાગ્રપણે વિચાર કરીએ છીએ; ભય ઉત્પન્ન કરનારી વસ્તુની એકાગ્રતા પરિણમે છે. એકત્રિત વિચારનું

જો કે ગમે તે કારણ હોય, પણ તે પરિણામ પામ્યો છે અને આપણે એકાગ્રપણે એ વિષયનો વિચાર કરીએ છીએ. આપણે ભયમાંથી એ વિચારનું બલ અનુભવીએ છીએ. હા, વિચાર એ કાંઇ નથી, જો એ એકત્રિત ન હોય તો. તમે યોગીઓ વિશે સાંભળો છો, તમે ગતકાલના મહાન્ યોગીઓ વિશે સાંભળો છો. તમે મહાપુરૂષો અને એમના પરાક્રમની, જ્ઞાનની, નવી શોધની, કલાની, શાસ્ત્રની, ચમત્કારી કૃતીઓ વિશે સાંભળો છો; આ સઘળી એમની સફલતાઓનું મૂલ એકાગ્રતા પામેલો વિચાર એ છે.

વિચારો કેન્દ્રમાં પરોવાવા જોઇએ અસરકારક રીતે એમને કામે લગાડવાને, એમાંથી બનતું પ્રાપ્ત કરવાને, એમાંથી ઘણા લાભો મેળવવાને તમારે તેઓને એક ઠેકાણે લગાડવા જોઇએ. એક કાગળના ટુકડા ઉપર દર્પણમાં થઇને જ્યારે તમે સૂર્યનાં કિરણોને એક ઠેકાણે થઈ પસાર કરો છો ત્યારે તમે એને બાળી શકો છો. શું કાચે એને બાળ્યો-એ કાગળના ટુકડાને ? નહીં શું સૂર્યનાં કિરણોએ એ કાગળના ટુકડાને બાળ્યો ? નહીં. એ સૂર્યનું કેન્દ્રોપગત તેજ છે, સૂર્યનું એકાગ્રતા પામેલું તેજ છે, જે કાગળને બાળે છે. સૂર્યનાં કિરણ એ બાળવાને સશક્ત નહોતાં--એ ભલે જમીન ઉપર પડી રહે, સૂર્યના પ્રકાશમાં લાંબા સમય સુધી પડી રહે, તે કદાપિ બાળી શકશે નહીં. પણ તમે એક કાચનું દર્પણ લીધું છે અને કાગળ ઉપર ધર્યું છે; અને તે

બળે છે. કેન્દ્રોપગત સૂર્યના કિરણોએ કાચમાં થઇને પેલા કાગળના કટકાને બાળ્યો છે. એવુંજ મનનાં કિરણોનું છે, એવુંજ મનના બલનું છે. મનનાં બલો વિખરાઇ ગયેલાં હોય છે જ્યારે તમે એઓને એકત્રિત કરો છો ત્યારે તેઓ બલવાન થાય છે--ઘણાંજ બલવાન, એટલાં બધાં અજાયબ રીતે બલવન્તાં થાય છે કે એથી થતાં પરિણામોને આપણે ચમત્કારી કહીએ છીએ.

એક મહાન્ પુરૂષનો દાખલો લ્યો, જેનાં કૃત્યોની સ્મૃતિ હજુસુધી આપણને એની મહત્તા તરફ અચંબો પમાડી રહી છે. નેપોલીયન બોનાપાર્ટને લ્યો. આધુનિક પાશ્ચિમાત્ય પ્રદેશોમાં મહાન્ રહસ્ય તરીકે એ લેખાય છે. નબળા બાંધાનો, "સુકલકડી" જેને કહેવામાં આવતો હતો, પુરૂષના ચ્હેરા કરતાં સ્ત્રીચ્હેરાને મળતા ચ્હેરાનો અને છતાં એ કેવો અજાયબ પુરૂષ હતો ? છોકરીમુખો—ત્યારે એક હલકા લેફ્ટેનન્ટ તરીકે કેટલાક લસ્કરનો એણે કબજો લીધો અને ફ્રાન્સના રાજા તરફથી એ લઢયો. એના ચ્હેરા ઉપરથી કોઇપણ માણસ આવા જોખમના સમયે એને સરદારી આપે નહીં. ટોળુ રાજાની સામે કુચ કરતું હતું રાજા અને તેના દરબારીઓ પણ મુંજતા હતા કે શું બનવા બેઠું છે. તેઓ માંના એકે યુવાન લેફ્ટેનન્ટ બોનાપાર્ટ વિશે રાજાને કહ્યું, જેનામાં એણે કેટલુંક બલ જોયું હતું નેપોલીયને એ વખ્તે એવું એકે પરાક્રમ કર્યું નહોતું જે દુનિયાને એના.

તરફ આશ્ચર્યની નજરથી જોવરાવે; પણ કોઇપણ રીતે એ કટોકટીના પ્રસંગની હુકમદારી લેવાને એને બોલાવવામાં આવ્યો, અને એ ટોળા તરફ ગયો—છોકરી ચ્હેરાનો, અજાયબ જેવી શક્તિવાળો મનનો રાજા—એ ટોળા સામે ધસ્યો; એમનામાંના ઘણાને કત્લ કર્યા. બાકીનાને હાંકી મુકયા. રાજા બચ્યો: સ્થિતિ કાયમ રહી.

આ યુવાન માણસનું ભાવિ ચારિત્ર્ય વિચારો. વખત જતાં એ એવો તો ભયાનક વીર થયો કે એના સર્વ દુશ્મનોમાં એ ભય ઉત્પન્ન કરતો હતો. યુરોપનો જોહુકુમગાર-એ એજ "સુકલકડી" જે ફ્રાન્સનો બાદશાહ અને આખા યુરોપનો સત્વાંશે જોહુકુમગાર થયો.

કોઈ પણ એની પીઠ ઠોકનાર નહોતું, પ્રથમથીજ એકે મિત્ર એની પીઠે ન હતો. કોણ એની પીઠ ઠોકનાર હતું-કોણ એનો મિત્ર હતો? એનું પોતાનું મન—એણે અજાયબરીતે એકાગ્ર કરેલું મન એ મન ખડબચડા દેખાતા માંસમાં પૂરાએલું હતું: નબળા બાંધાનો, એ છોકરી જેવો વધારે દેખાતો હતો; અને છતાં એના મનનું બલ જ્યારે સંપૂર્ણ વ્યક્ત કરવામાં આવ્યું ત્યારે એવું હતું કે યુરોપનાં સર્વ ઉત્તમ મનો એના નામ આગળ ધ્રુજી પડતાં. નેપોલીઅન એ એનું મન હતો, નેપોલીઅન એ એનું ચૈતન્ય હતો, એનું ચૈતન્ય જે ગમે તે એ હાથમાં લેવાની હિમત ધરે તે લઇ શકે અને કરી શકે; અને એણે એનાં કાર્યોથી એ બતાવ્યું.

આવું છતાં લગભગ બધા વખત એ શાન્ત અને સુસ્થિત રહેતો. કદીયે એણે એનો મીજાઝ ખોયો નથી-કદીયે એણે નકામો બડબડાટ કર્યો નથી, હદબહાર કદીયે એ ગુંચવાયલો દેખાયો નથી એના વૃતાન્તકારોએ કહ્યું છે તેમ એ ફિલસુફ હતો. કોઈ કોઈ વખતે શોકગ્રસ્ત, શાન્ત, ગંભીરઃ એના મનનો અધિપતિ. એના મનનાં બલો એવી સારી રીતે સુરચિત હતાં કે એક આંખના પલકારામાં એ એમને કેન્દ્રવર્તી બનાવી શકતો અને એ કેન્દ્રોપગત બલો, એના મન આગળ જે વિષય ધરવામાં આવતો એમાં ડુબકીમારી ઠેઠ તળીએ જતાં અને નિર્ણય નિષ્કાવતાં; અને નિર્ણયથી સજ્જ થયેલો એ અસભાવ્ય કરવાને હિંમત ધરતો અને કરતો

હું નેપોલીઅન વિશે બોલુ છું. ઇંગ્લાન્ડમાં અને યુરોપમાં એને એક નિર્ણીત રાક્ષસ તરીકે ગણવામાં આવ્યો છે. કોનાથી? જેને એણે સતાવ્યા હોય તેમનાથી, જેની સામે એણે એના મનની તોપો ખડી કરી હતી તેવા લોકોથી. શું એણે તોપોનો મારો ચલાવ્યો હતો? તોપોનો મારો એ એના મનની બહારની નિશાનીઓ હતી. સેનાપતિઓ, એની આગળ પાછળના સૈન્યનાયકો, એની સામે જોયા વિના, ચમત્કારિક માનસશક્તિ ધરાવનાર એ માણસથી પ્રેરિત થયા વિના ભાગ્યેજ પોતાની જાતે લઢી શકતા હું નેપોલીઅનનો એનાં લશ્કરી કર્તવ્યોમાં બચાવ નથી કરતો; પણ હું તમને એક યોગીનો દાખલો—ઘણોજ પ્રકાશવન્ત દાખલો આપું છું,

જે યોગીનું મન ઐહિક કીર્તિઓ તરફ વળેલું હતું. નેપોલીઅન એના પહેલાંના જન્મમાં યોગી હતો: એણે એના મનની સંપત્તિ કેળવી હતી; એણે એની કોઇ આગળની હયાતિમાં એના મનની શક્તિઓને શિક્ષણ આપ્યું હતું. એ એના મનના એકાગ્ર કરેલા સઘળા બલથી પ્રભુને ચહાતો મોટો મહાત્મા થયો હોત,—અને હું કેટલીક મૂલ હકીકતથી જાણું છું કે એ એવો હતો કોઈ કર્મોને લીધે, સંગ્રહેલાં કેટલાંક અશુભ કર્મોને લીધે, એ મનનું બલ ઐહિક યશ તરફ વળ્યું—હું "લોભવૃત્તિ" નહીં કહું, કાંકે એથી નેપોલીઅનની નિન્દા થાય; એણે લોભવૃત્તિની ખાતર કશુંજ કર્યું નહોતું—પણ ઐહિક યશને લઇને. પણ મનનું બલ ત્યાં હતું એકાગ્ર ચિત્તવૃત્તિમાં શિક્ષણ પામેલુ એના મનનું બલ એણે ગુમાવ્યું નહોતું. તમે તમારા મનને એકાગ્રવૃત્તિમાં એક વખ્તે કેળવો, પછી તમે એને કદીએ ગુમાવી શકશો નહીં. એ એવું હથિયાર છે, જે તમે એને એક વખ્ત ઘડો, પછી સઘળી હયાતિમાં, સઘળા જન્મોમાં જ્યાંસુધી એ એનું પોતાનું ખરૂં લક્ષ્ય-સર્વ માનવ જીવનનું લક્ષ્ય—સઘળા અસ્તિત્વનું મધ્યબિન્દુ—સઘળી જડ અને ચેતન વસ્તુઓનું મૂલ—પ્રભુ—ખોળી ન કહાડે ત્યાંસુધી તમારી સેવા કરશે.

એના કેદખાનામાં, સેંટ હેલીનામાં જે ડાકટર એની સાથે હતો તેણે એક વેળાએ નેપોલીઅનને પુછ્યું:—"ખુદાવિન્દ!

મને કહો કે આ ચમત્કારી બાબતો તમે કવીરીતે કરી ? તમે કોઇ વિષય વિશે કેવી રીતે વિચાર કરતા—કેવી રીતે એનો નીવેડો શોધી કહાડતા ?—અને પહેલાંથી પરિણામો લોકોને કહેતા અને એવાં પરિણામો ફલિત કરતા ? તમે મને કહો કે એ કયા મૂલસ્થાનમાંથી તમે આવા વિજયો મેળવ્યા—અને તમે કેવી રીતે એનું ભવિષ્ય ભાખી શકતા ? " નેપોલીઅને કહ્યું:—" હું મારી જીંદગીમાં લોકોને કહેતો આવ્યોછું કે હું શું કરવાનો છું એ વિશે મ્હેં કદીએ યોજના ઘડી રાખી નહોતી ખરેખર, મ્હેં જે કાર્ય કરવાનું હાથમાં લીધું હોય તેમાંથી કયાં પરિણામો ઉદ્ભવશે એ વિશે વિચારો કરતો હું બંધ પડતો. હુ પરિણામો મને અનુસરે એમ થવા દેતો. હું એકાગ્ર ચિત્તવૃત્તિમાંથી વર્તતો, અને હુ જાણુતો નથી કે હું કેવી રીતે જીત મેળવતો. મારૂં મન એજ વિષય ઉપર માત્ર સંપૂર્ણરીતે એકાગ્ર થાય; અને એવા મારા એકાગ્રિત મને હું મારૂં કામ આગળ ચલાવતો અને પરિણામો એ એકાગ્રતાનાં પરિણામો હતાં અને—જુઓ, ડોકટર, તમે હું કહુછું તે માનતા જણાતા નથી. હું ફરીથી પણ કહું છુ કે મારી વિધિને ન ઘડતાં, હું વિધિને મારાં કાર્યો ઘડવા દેતો. તમે માનતા દેખાતા નથી: તો, ડોકટર, હું તમને સાબિતી આપું; હું તમને એની ખરી ખાત્રી આપું. હું જેમ કહું છું તેમ મારા મગજમાં ખાનાં છે—જાણે કે જુદાં જુદાં ખાનાં છે. હું જો રાજ્યનીતિ વિશે વિચાર કરવા માગતો હોઉં તો હું રાજ્યનીતિનું ખાનું ખેંચું છું

અને હું રાજયનીતિ સિવાય અન્ય કશાનો વિચાર નહીં કરૂ; કોઇ પણ બીજો વિચાર નહીં આવે અને હરકત નહી કરે. રાજયદ્વારી બાબત ઉપરનો વિચાર વિઘ્નરહિત—હરકત વિના વહશે. હું જો મારી પત્નીનો વિચાર કરવાનો હોઉં તો હું મારી પત્ની તરફના મારા પ્રેમનું ખાનું ખેંચીશ અને હું મારી પત્નીનો વિચાર કરીશ, અને બીજા કશાનોજ નહીં: અન્ય કાંઇ આવી મને હરકત પહોંચાડશે નહીં. તમને લાગે છે, ડોકટર! કે તમે આ માની શકો?"

ડોકટર અવિશ્વાસનું ઘણું કૃત્રિમ હાસ્ય હસ્યો.

નેપોલીઅને કહ્યું:—"ત્યારે, ડોકટર! હું તમને એની કસોટી આપું છું. હું તમને બીજી વાત કહું—કે જ્યારે હું સઘળાં ખાનાં બંધ કરૂં છું ત્યારે બીજીજ પળે નિદ્રાવશ થાઉં છું"

ડોકટરે કહ્યું —"આપશ્રી હમણાંજ મને બતાવશો એ."

"હા. ડોકટર—ડોકટર! હું સઘળાં ખાનાં બંધ કરૂ છું." અને જેવું એણે એમ કહ્યું કે એના ગાલીચા ઉપર એ જોરથી પડયો. ડોકટર એની પાસે ગયો અને મળી શકતાં બધાં યન્ત્રોથી એની બધીજ રીતે પરીક્ષા કરી; એણે એની લાંબા સમય સુધી પરીક્ષા કરી. નેપોલીઅન ઘસઘસાટ ઉંઘમાં હતો.

હું તમારી આગળ નેપોલીઅનનો દાખલો રજુ કરૂં છું કારણકે તમે બધા યોગી શું છે એ જાણવા માંગો છો.

તમારામાંના ઘણાઓને તો યોગીનો બહુધા ઉડતો ખયાલ હશે—અથવા તમે ધારતા હશો કે આ યોગીઓ સંભવિત નથી, અથવા તો એમનાં ચમત્કારિક કાર્યો સંભવિત નથી. પણ તમારા ઇતિહાસમાં આ એક મહાન્ યોગી હતો—નેપોલીઅન—જે યુરોપની એક મહાન અજાયબી તરીકે આજે વિવાદગ્રસ્ત બન્યો છે

હા, વિચારોને કેન્દ્રવર્તી કરવાના છે, મનના વિચારો એ એની શક્તિઓ છે; અને આ મનનાં બલો કેન્દ્રગામી કરવાનાં છે. આ બલોથી જો તમે કાંઇ પ્રાપ્ત કરવા—વિજય મેળવવા માગતા હો, તો તમારે તમારા મનને સ્થિર ચોટાડવું અને એને તમારા હૃદયમાં જે હોય તેમાં કામે લગાડવું—તમે જે પ્રાપ્ત કરવા માગતા હો તેમાં. આમ કરો અને જીત તમારી છે.

મ્હેં નેપોલીઅન—રણવીર વિશે બોલ્યા કર્યું છે. હવે હું નેપોલીઅનથી વધારે મોટી વ્યક્તિ માટે બોલીશ—જે નેપોલીઅનથી દશ હજાર ગણી વધારે મોટી છે, અને જેના નામ આગળ સેંટ હેલીનાના ટાપુમાં નેપોલીઅન એની અવનત દશામાં ઘણીજ નમ્રતાપૂર્વક ઝુકતો હતો—નાઝેરથના જિસસ ક્રાઇસ્ટ માટે. દુનિયાપર કાર્ય કરવાનું બન્નેને એકજ સાધન હતું—એકાગ્રતા પામેલું મન. નેપોલીઅનનું મન, દુનિયાનાં રાજ્ય અને યુદ્ધોની કીર્તિઓ મેળવવા ઉપરૈં એકાગ્ર થયેલું હતું. મનુષ્ય તરફના પ્રેમથી અને

પ્રભુ તરફના પ્રેમથી ક્રાઇસ્ટના મનની એકાગ્રતા અનુ શાસિત હતી. દરેક માનવ આત્મા જેના જેના સંબન્ધમાં એ આવ્યા, એમનામાં પ્રેમ જાગ્રત કરી—પ્રભુ અને મનુષ્ય પ્રત્યેનો પ્રેમ જાગ્રત કરી, માનવ જાતની મહાન્‌માં મહાન્‌ સેવા કરવા તરફ એમનું મન વળેલું હતું. એમણે એમના મનનાં બલો પ્રભુ ઉપર, આત્મા ઉપર, જીવનના આદિ કારણ અને પ્રથમ તત્વ ઉપર કેન્દ્રોપગત કરેલાં હતાં—હમેશને માટે કેન્દ્રોપગત કરેલાં હતાં એમનો સંદેશો શાન્તિનો, અને શુભેચ્છાનો, અને પ્રેમનો હતો.

હું કહું છું એમ, જે સાધનોથી યુદ્ધના વીરે અને શાન્તિના ચાહનારે કામ કર્યું તે એકજ હતાં—એકાગ્ર કરેલું મન. નેપોલીઅન ભૂલાતો જાય છે, અને વખત જતાં ભૂલી જવાશે; અને એની સ્મૃતિ ઉપર પણ કાલની ધૂળ ચોંટી જશે. બે હજાર વરસની પાર, સૈકાંનાં દૂર દૂરનાં મેદાનોમાં થઇ ક્રાઇસ્ટના નામે રસ્તો કાપ્યો છે; એમની કીર્ત્તિ, એમનાં કૃત્યોની કીર્ત્તિ, કાલના ખુણાઓમાં થઇ પ્રકાશમાન થઇ છે, અને આજે પણ મનુષ્યોનાં મનોને પ્રકાશીત કરે છે. એમનું મન પ્રભુના હરદમ વિચાર કરતું; એ એક વિષય ઉપર એકાગ્ર થયેલું હતું—પ્રભુ ઉપર એમનો પ્રભુ કયો હતો ? પ્રેમ—વિશ્વવ્યાપી પ્રેમ, જીવનના આદિકારણ રૂપ પ્રેમ, પ્રેમ જે સઘળું અસ્તિત્વ ધરાવે છે તેમાં વ્યાપ્ત છે એ એમણે ખોળી કાઢ્યું

હ કે એમને ખોળી કાઢવાનું હતું, એમને આ હૃદયંગ

થયું કે જે જે ઉપર તમે હરદમ વિચાર કરોછો, તેને તમો પામોછો. તમે જો હરદમ આર્થિક વસ્તુઓનો વિચાર કરો તો તમે પાર્થિવતા પામોછો અને તમારા વિચારો જડ હોય છે. તમારાં કામો જડ હોય છે, તમારા રસ જડ હોય છે, તમારાં વલણો જડ હોય છે. તમો જો કલ્યાણની લાગણી ઉપર હરદમ વિચારો તો તમે કલ્યાણના આ આત્માને, કલ્યાણના સત્વને પામોછો; અને તમે તમારા વિચારોના આત્માને કાર્યોમાં, વલણોમાં, રસોમાં અને શબ્દોમાં પ્રદર્શિત કરોછો; જો તમે પ્રેમનો વિચાર કરતા હો, તો સરખી રીતે તમે પ્રેમના સત્યને તમારાં સઘળાં કાર્યોમાં, વલણોમાં, વિચારોમાં, અને રસમાં, પ્રેમના આવિર્ભાવને પ્રદર્શિત કરોછો.

એટલા માટે એ જેમ કહેતા તેમ, અને પ્રભુની "મોટામાં મોટી આજ્ઞા" તરીકે એમણે આ વિદિત કર્યું,—"પ્રભુને તમારા બધાજ હૃદયથી, તમારા બધાજ બલથી, તમારા આત્માથી ચાહો અને તમારી જાતની માફકજ તમારા પડોશીઓને ચાહો." છેલ્લો ભાગ એ પહેલાનું અનુષંગી પરિણામ છે. જો તમે પ્રભુને ચાહતા હો—જો તમે સાચી રીતે એને ચાહતા હો, તમારા સઘળા મનથી, અને બલથી, અને આત્માથી, અને શરીરથી ચાહતા હો, તો તમે પ્રભુનો પ્રેમ પામોછો, તમે પ્રભુના પ્રેમના સત્વને પામોછો, જે દરેક વસ્તુમાં હાજર છે; અને એથી તમારી આગળ પાછળની દરેક વસ્તુ સાથે

તમે સહાનુભૂતિથી દ્રવિત બનોછો; તમે તમારી આગળ પાછળની દરેક વસ્તુ સાથે સહાનુભૂતિથી દ્રવિત બનોછો એટલે કે તમને ઘેરી રહેલુ સવ, તમારી ઉપરનું સર્વ, તમારી નીચેનું સર્વ—સર્વ જેને તમે સચરાચર કહોછો એ સર્વ સાથે તમારે દિલસોજી બતાવ્યા વિના ચાલી શકે નહીં તમે પ્રભુનું સત્વ—પ્રેમ પામ્યાછો. તમે દૈવી સત્નું સત્વ પામ્યા છો અને એ સત્વ સર્વનું, જીવન માત્ર કહેવાતા આખા વિશ્વનું એક મૂલભૂત કારણ છે જો તમારૂં મન વિસંવાદી તત્વોથી ભરેલું હોય તો તમારામાં એ વિચારનું બલ, એ વિચારની અસર રૂપ વિસંવાદ હોય છે. અને તમે આગળ પાછળ વિસંવાદ ફેલાવોછો. તમારા સંબન્ધમાં જે જે આવે છે તેને વિસંવાદથી ભરોછો, તમે બીજામાં વિસંવાદનાં બીજ નાંખોછો; અને તમારૂં વિસંવાદિત વિચારબલ દૂર ફેલાય છે. એ એક વસ્તુમાંથી બીજીમાં, એમ જાય છે, અને તમે પ્રભુની સુંદર સૃષ્ટી અને સુદર પ્રાણીઓને વિસંવાદના બલવાન વિચારથી વિષમય બનાવોછો. પરન્તુ જો તમે તમારા વિચારને એકાગ્ર કરો, જો તમારો વિચાર સંવાદમાંથી જન્મેલો હોય, સંવાદથી ભરપૂર હોય, શાન્તિના પ્રેમથી ભરપૂર હોય, અને કદાચ તમે એને બહાર જણાવો નહીં, તમે એ વિચારને આવિર્ભૂત ન કરો, તમે મૌનવ્રત ધારણ કરવાનો સંકલ્પ કરો, તોપણ એનું તેજ દૂર દૂર જશે; તમે શ્વાસોશ્વાસ સાથે એને બહાર કહાડશો: તમારા દરેક શ્વાસ સાથે તે બહાર જશે અને દૂરના તેમજ નજીકના દરેક વિષયોને સ્પર્શશે.

તમારા વિજ્ઞાન શાસ્ત્રોએ તમને શીખવ્યું છે કે આંદોલનોને બન્ધનો નથી; કે આંદોલનો આંદોલનોને ઉત્પન્ન કરે છે અને એકમેકમાં સંલગ્ન થયેલાં આંદોલનોનાં મોજાં અનન્તતા સુધી પહોંચે છે. એટલા માટે તમારા ખરાબ વિચારનાં—જે જે વિસંવાદી વિચાર એમ હું કહું છું એનાં આંદોલનો આકાશ ઉપર મોજાં ઉત્પન્ન કરશે, અને દૂરની જગાએ, દૂરની ભૂમિકાઓએ પહોંચશે, વિશ્વના છેડા સુધી પહોંચશે પરન્તુ, એકાગ્રતા પામેલો તમારો સદ્‌વિચાર—સુરીલો વિચાર, તમને સંવાદી અને સુખી માણસ બનાવે છે; અને એકાગ્રતા પામેલો વિસંવાદી વિચાર તમને વિસંવાદી અને અસુખી મનુષ્ય બનાવે છે—તમને એકલાને નહીં, પણ તમારી જોડે સંબદ્ધ બીજાઓને, જેઓ તમારા વિચારના આંદોલનના સ્પર્શ માત્રમાં આવે છે એમને પણ.

માટે વિચારબલ, જ્યારે આપણે એને કેળવીએ છીએ-અને આપણે એને કેન્દ્રમાં એકાગ્ર કરવાથી, એકાગ્રતાથી, —મ્હેં કહ્યું તેમ—કેળવી શકીએ છીએ, ત્યારે આપણે શું એકાગ્ર કરીએ છીએ તેની આપણે સંભાળ રાખવી જોઇએ એ વિચાર સંવાદીપણાનો, શાન્તિનો, પ્રેમ—જે શાન્તિ, શુભેચ્છા અને સંવાદીત્વની માતા છે એનો હોવો જોઇએ. પ્રભુનું ધ્યાન ધરો. પ્રભુ શું છે તે તમે ન જાણતા હો, પ્રભુ શું છે એનો તમને બરાબર ખયાલ ન આવતો હોય તો, જાણો કે પ્રભુ એ પ્રેમ છે. એ શબ્દ પ્રભુની લક્ષણા માટે પૂરતો થશે

—અને પ્રેમ શું છે એ તમને કહેવાને શબ્દોની અગત્ય નથી એ સર્વસામાન્ય શબ્દ છે; એ એવો શબ્દ છે જે નાનું બચ્ચું જાણે છે, અને એનાં આંદોલનોની અસરની લાગણી અનુભવે છે. એ એવો શબ્દ છે, જેની વ્યાખ્યા માટે પોતાના સહવાસીને કોઇ પૂછતું નથી એ કાંઇ એવું છે જે આપણે બોલવાની સાથે સાહજીક રીતે જાણીએ છીએ. આ પ્રભુ છે. એના અસ્તિત્વ માટે સાબિતીની જરૂર નથી. પ્રેમ એ શબ્દ છે જે પ્રભુ નામનો સમાનાર્થક છે નહીં, એથીએ વધારે પ્રભુનું મૂલ, પ્રભુનો ખોરાક, પ્રભુનો ગુણ પ્રેમ છે. જો તમે એ પ્રભુનું ધ્યાન ધરશો, પ્રેમ—એ શું છે તે તમે જાણો છો—એનુ ધ્યાન ધરશો, તો તમે એ પ્રેમને પામશો

પણ કેવી જાતના પ્રેમનું ધ્યાન તમારે ધરવુ જોઇએ? જે પ્રેમ કોઇ તરફના દ્વેષ વા ધિક્કારનુ અભિજ્ઞાન ધરાવે છે, એ નહીં. એ પ્રેમ એવો હોવો જોઇએ કે જે અમિશ્રિત છે, જે દરેક પ્રાણી પ્રત્યે જાય છે; પ્રેમ જે વિશુદ્ધ છે, મતમતાન્તરના અસવાદીત્વથી મુક્ત છે; પ્રેમ જેનો એક વખ્ત આપણને અનુભવ થાય છે, અને આપણે પરમાનંદથી ઝણઝણી ઉઠીએ છીએ; પ્રેમ જે આપણને વિસ્તૃત કરે છે—આપણને ઉંચે લઇ જાય છે; પ્રેમ જેનો આપણને એક પળભર અનુભવ થાય છે—જ્યારે આપણે એકાગ્ર થઇએ છીએ અને પળભર એમાં ડુબી જઈએ છીએ, ત્યારે આપણને લાગે છે કે આપણે વિશ્વ જેવડા મોટા છીએ; પ્રેમ જે તમારાં પોતાનાં

સગાં સંબન્ધી—તમારાં પોતાનાં, તમારા લોહીમાંથી જન્મેલાં, એની તરફ, અને બીજાઓ જે તમારી જોડે સંબદ્ધ નથી એમની તરફ—સઘળાં પ્રાણીઓ તરફ—માણુસ અને પશુ અને પુષ્પ અને છોડ અને ઝાડ અને આકાશ અને પૃથ્વી તરફ વહે છે, પ્રેમ જે તમને લાગે છે કે તમારા નાના મનને વિશ્વગામી મનમાં ડુબાડી ચિદ્રુપ કરવાનું એક સાધન છે; પ્રેમ જે જેમ જેમ તમે એ ઉપર વધારેને વધારે એકાગ્ર થાઓ તેમ તેમ તમને વધારેને વધારે વિસ્તૃત કરશે; પ્રેમ જે તમે પહેલીજ વખતે અનુભવો અને તમને એક બુંદ જેટલો લાગશે; પણ તમે એ બુંદ ઉપર એકાગ્ર થાઓ અને એ વધારે વિસ્તૃત બનશે—એ વિસ્તૃત અને વિસ્તૃત અને વિસ્તૃત બનશે, અને એટલે સુધી કે એ મહોદધિમાં ડુબી જશે—પ્રેમના મહોદધિમાં--પ્રભુમાં ડુબી જશે,

# સાધુઓ, મહાત્માઓ અને પ્રભુના અવતારો

મારા પ્રભુનાં વ્હાલાંઓ,

આજ રાત્રિનો મારો વિષય પ્રૌઢતમ છે અને હું ગરીબ નાલાયક માનવ પ્રાણી એના સ્ફોટનને યોગ્ય ન્યાય આપવાને પાત્ર હોઉં, એમ મને નથી લાગતું. આ મારી જુઠ્ઠી નમ્રતા નથી, એ નમ્રતાનો ઢોંગ નથી. પણ તમે સર્વ જરા ઉંડું વિચારશો તો તમે કબુલ કરશો કે આપણામાંના કોઇને માટે, પછી તે ગમે એટલો જ્ઞાની હોય, છતાં કોણ કોણ સાધુઓ છે, કોણ મહાત્માઓ છે, અને કોણ અવતારો છે, એની તુલના કરવી એ કાંઇક અતિલોભ છે અને છતાંયે મ્હેં પ્રભુની આ સંસ્કૃત શ્લોકોથી* મદદ યાચી છે. હું તમારી આગળ સાધુનો, મહાત્માનો, અને અવતારી પુરૂષનો સ્પષ્ટ-ભાવ આપવાને શક્તિમાન થાઉં તેટલા માટે તમારા સર્વનો મ્હેં આશીર્વાદ માગ્યો છે; તેવીજ રીતે સ્વયં બ્રહ્મની મ્હેં મદદ પ્રાર્થી છે.

આપણે કોઇ વખત આ પશ્ચિમના ભાગમાં સાધુ જોઇએ છીએ. જો આપણે તપાસ કરીએ તો આપણને કોઈ મહાત્મા જડે—આ જડથી આવરેલા પશ્ચિમમાં કોઇ ઠેકાણે પણ—જો

---

* આ શ્લોકો ઉપલબ્ધ નથી.

કે મને ખબર નથી કે કયે ઠેકાણે. થોડા સમય પહેલાં સેંકડો અને હજારોની સખ્યામાં મહાત્માઓ આ પશ્ચિમ ભાગમાં હતા. બાઇબલ અને બીજાં પુસ્તકોમાં આપણી પાસે એમના જીવનના હેવાલ છે; પણ આધુનિક જડ લાગણીએ પાશ્ચિમાત્ય મહાત્માના અસ્તિત્વને ખતમ કીધુ છે. એના પોતાના આત્મામાંથી એને જે જીવન જોઇએ છીએ. એને માટે એને સ્થાન મળતું નથી. એ એવું વાતાવરણ મેળવી શકતો નથી; વિચિત્ર દુનિયાની સર્વદા અભિમૂખ થયેલી નઝરની બહાર એકાન્ત આવાસ પણ નહી હા, મહાત્મા—જે પરિવ્રાજક, યોગી અને મઠવાસી કહેવાતો હતો, જેને વિશે આપણે પુસ્તકોમાં વાંચ્યું છે, એ લગભગ અદૃશ્ય થયો છે. પણ આપણને મહાત્માઓ જડી શકે,પ્રભુનો પાઠ! અમેરિકામાં પણ આવા હઝારો છે; મને એ વિશે શંકા નથી. અને એમના આત્મા તરફ અને એમના પ્રભુ જિસસ ક્રાઇસ્ટ તરફ અને વિશ્વના પ્રાણ તરફ—વિશ્વના આન્તર પ્રાણ તરફ—એમની ભક્તિ વિના આ દેશ પાણીની સપાટી ઉપર ન હોત

સાધુ એટલે શું? આધુનિક કાલમાં જેને સાધુ કહેવામાં આવે છે તેનાથી વસ્તુનું સાચુ સ્વરૂપનિરૂપણ નથી થતું. આધુનિક સાધુને સાધુ એટલા માટે કહેવામાં આવે છે કે એણે જ્ઞાનનો સંચય કર્યો છે. મ્હેં "સાધુઓને," તમારી પાશ્ચિમાત્ય ભૂમિના આ આધુનિક સાધુઓને—તેમાંના કેટલાકને જોયા છે. પશ્ચિમમાં પણ ગત સૈકાના સાચા સાધુઓનાં તેઓ

સ્વરૂપો નથી. આ આધુનિક સાધુ, આ કાલમાં કાંતો લેખક હોય છે કે કાંતો વિચારક હોય છે; અથવા તો કવચિત્ અહીંનો અને તહીંનો વક્તા હોય છે. તેઓમાંના ઘણા લેખકો હોય છે—પુસ્તકો લખેછે, અને બહાર પાડે છે અને વેચે છે, અને લોકો તેને વાચે છે લોકો જેવું સ્વીકારે તેવુંજ તેઓ લખેછે. લોકોના મિજાઝને માફક આવે તેમ તેઓ પોતાના વિચારોને ગોઠવે છે શા માટે ? તેમની દ્રષ્ટિ પુસ્તક એમની કોથળીમાં શું લાવે છે તે તરફ હોય છે. તેમનામાંના ઉંચા દરજ્જાના લેખકોએ પણ કીર્ત્તિના, નામના, કે પૈસાના લોભની ઘેલછામા એમની જાતને વેચેલી હોય છે.

આધુનિક સાધુનુ મન નૈસર્ગિકતાથી વિમૂખ દીશામાં હોય છે તે નૈસર્ગિકતા શું છે એ જાણતો નથી. એક સાધુ, જે સઘળા જાહેર પત્રોથી, અને બધા મિત્રો—જેમને તમે સાધુઓની તુલના કરવાને પાત્ર ગણોછો તેઓથી મહાન્ કહેવામાં આવે છે એને તમે મળો—જેવી રીતે હું ન્યુયોર્ક અને લંડનમાં ઘણાને મળ્યોછું—અને તે પોતે કેવો મહાન્ સાધુ છે તેની તમારા ઉપર છાપ બેસાડવાને પ્રયત્ન કરેછે પણ પૂર્વના અમે, જ્યારે અત્રે થોડા જ્ઞાન સહિત—જેને અમારા ગુરૂએ અને ધર્મે અમારી ચેતનબુદ્ધિમાં મૂકયું છે, તે સહિત આવીએ છીએ ત્યારે સહજમાં માણસને પારખી લઈએ છીએ, કે આ જમાનાના પાશ્ચિમાત્ય સાધુ એ અન્યના વિચારો અને મન્તવ્યોના સંગ્રહસ્થાન સિવાય કશું વધારે નથી. એની પાસે એવો એકે

વિચાર નથી જે ઉપર એ માલિકીનો હક ધરાવી શકે. ભલે એણે સઘળા પ્રાચીન અને અર્વાચીન લેખકો વાંચ્યા હશે: તેઓએ વિચારેલુ વા તો કથેલું, તેનો ઘણુ ખરૂં, એ વિવરણકોષ માત્ર છે. એણે તે બધાને વાંચ્યા છે; ઉત્તમ વિચારો, જે એની જીંદગીમાં લાભપ્રદ--બાહ્ય જીવનમાં લાભપ્રદ--પ્રાકૃતિક જીવનમાં લાભપ્રદ લાગ્યા, એ ગ્રહ્યા છે અને એના મગજના ખૂણાઓમાં મૂકી રાખ્યા છે. જેવા તમે એને કાંઇ પ્રશ્ન પૂછો છો તેવો એ ખૂણામાંથી એક ભારો બહાર કાઢે છે અને કાંઇ કહે છે. કાર્લાઇલમાંથી એ ઉધારે લીધેલું હોય છે, એમર્સનમાંથી એ ઉધારે લીધેલું હોય છે, હેજેલમાંથી એ ઉધારે લીધેલું હોય છે--ગત સમયના કે હાલના કોઇ જડવાદીમાંથી કે ધર્મોપદેશકમાથી; પણ એ તેની ઉપર પોતાના વ્યક્તિત્વની છાપ મારે છે અને તમારી આગળ ધરે છે. જો તમે ચાલાક હો, જો તમે, સાધુ કેવા હોવા જોઇએ તે જાણતા હો, તો તરતજ પારખી કાઢો છો. એવા મગજના બીજાઓ--બીજાઓ જેનાં મન એના જેવાજ સિદ્ધાન્તો ઉપર બંધાયલાં હોય છે તેઓ, એ વાત કરતો હોય છે ત્યારે એના શબ્દો સાંભળવા ટીંગળાઇ રહે છે, અને તેઓ એને મહાન્ કહે છે; પણ તેઓ ઘેર જાય છે એટલામાં એને ભૂલી ગયા હોય છે.

આધુનિક સાધુ એવો હોય છે. પામર જીવ! એ પોતાને માટે વિચાર કરતો નથી! તે અન્ય જોડે વિચાર ચલાવે

છે અને જે વિચારોનું એણે અધ્યયન કર્યું હોય છે, તેનો ગર્ભ સરખોયે એ ગ્રહતો નથી. તે વિચારોનું બહારનું સ્વરૂપ પકડેછે અને તે એવા ધ્યાનમાં જીવે છે કે એણે ઘણા ઘણા ગ્રન્થકારો અને ઘણા ચિન્તકોને વાંચ્યા છે, અને તેટલા માટે તે ચાલુ જમાનાના મહાન્ ચિન્તકોમાંના એક તરીકે ગણાવો જોઇએ.

થોડા સમય પહેલાં, તમારી ભૂમિ ઉપર જડવાદનું મોજું ફરી વળ્યું તે પહેલાં, કદાચ એક સૈકા પહેલાં, આ ભૂમિમાં સાધુઓ હતા. ઉપરાન્ત, આ સાધુઓએ ગતકાલના ગ્રન્થોનુ, ગતસમયના જ્ઞાનીઓના પુસ્તકોનું અધ્યયન કર્યું હતું: પણ તેઓ એ વિચારોમાંથી ખોરાક લેતા હતા, અને તેઓ એમની ચિત્તવૃતિને એ ખોરાક ઉપર સ્થિર કરતા હતા: તેઓ એ સર્વ મન્તવ્યોના આત્માને વિચારતા હતા: તેઓ આ બાબતના અને વિચારોના તળીએ જતા અને સર્વ વિચારોના આન્તરસ્થિત આત્માની આછી ઝાંખી લેતા. એ પ્રદેશ—જેમાંથી સઘળા વિચારો અને સઘળી વસ્તુઓ ઉદ્‌ભવ પામે છે, તેની આછી ઝાંખી લેતા. આ આછી ઝાખીથી તેઓ કુદરતી રીતે વાત કરતા જે મન્તવ્યો અને જે વિચારોનું તેઓ બીજામાંથી અધ્યયન કરતા, તેને તેઓ એમની ચેતનામાં ઉકાળી નાંખતા અને એમાંથી કાંઇક ઉત્પન્ન કરતા—કાંઇક વસ્તુ, જે એમની પોતાની હતી. હા, તેઓ આ ખોરાક ખાતા; અને જ્યારે તે એમના મનની હોઝરીમાં જતો, અને પચતો, ત્યારે એવો એકઠો થયેલો ખોરાક એમના મનના બલમાં—એમના પોતાના બલમ

પરિવર્ત્ત પામતો. જેમનાં મન્તવ્યોનો એમણે અભ્યાસ કર્યો હતો તેમના જેવાંજ એ સત્યો હશે. પણ તે એમની માનસિક શકિતથી સાકૃત થયેલાં હતાં, કુદરતી આકારોમાં ધરવામાં આવતાં હતાં—જેમનાં પુસ્તકોનો એમણે અભ્યાસ કરેલો તેનાથી જુદા આકારમાં અને આ સાધુએ માનવજાતને—એમના સઘળા સહવર્ત્તીઓને ઘણાજ ઉપયોગના હતા સત્યના આત્માની એ ઝળકથી તેઓ વસ્તુઓને ખુલ્લી રીતે જોતા. તેઓ ગમે તે વિષયમાં તમને બોધ આપી શકતા અને સત્ય માર્ગ બતાવી શકતા, સાચી ગતિ લેવડાવી શકતા; તેજ પ્રકાશ-જો કે તે ઘણો મંદ હતો—તેનાથી પોતાની જાતને દોરી શકતા: સાચું જીવન ગાળવા સાચે પંથે જતા, અને એમણે બીજાઓને પણ એવે રસ્તે દોર્યા છે.

આધુનિક સાધુ જેવું શીખવે છે, જેવું વિચારે છે, જેવું લખે છે, તેવું જીવતો નથી; હમેશાં એ પ્રમાણે કરતો નથી. એમ નહીં કે થોડાએ નથી, જે એ પ્રમાણે નથી કરતા; પણ આધુનિક સાધુઓમાંના ઘણા એ પ્રમાણે હમેશાં નથી કરતા. પ્રાચીન સાધુ જેવું વિચારતો તેવું જીવતો, કારણકે તે પ્રમાણે, એના વિચારો પ્રમાણે જીવ્યા વિના એને ચાલતું નહી; કારણ અંદરના વિચારો એના પોતાના હતા. તે એને કાર્યોમાં પ્રેરતા: તે એના જીવનનો એક ભાગ બનતા. તેમના આત્મામાં તે જીવતો, ફરતો, અને હયાતિમાં રહેતો, તે એનાં કાર્યોને દોરતા; એ એમની મર્યાદા ઉલ્લંઘી શકતો નહીં. ગત સમયનો

સાધુ તે આવો હતો. આ ગત સાધુઓ પાછળ પુસ્તકો મુકતા ગયા છે, તે ઘણાંજ ઉપયોગી છે, કારણ તેઓ વસ્તુઓના રહસ્યના ભેદોને ખુલ્લા કરે છે આ સાધુઓ તોપણ દુનિયાના હતા. તેઓએ વસ્તુઓના આત્મામાં પ્રપાત કર્યો નહોતો, તેથી તેઓ જીવનની બહારની ભૂમિકા ઉપર જીવતા; તે દુનિયા સાથે જીવતા, એમના મનને આત્માની બહુજ નજીકના પ્રદેશમાં બાંધી રાખતા તેઓ દુનિયાને ત્યજી શકતા નહીં. તેઓનાં મને તેમના આત્મામાં ડુબકી મારેલી નહીં, અને તેથી તેઓ સતત આત્મપ્રદેશમાં જીવતા નહીં. તેથી મહાત્માને જે સંન્યાસ હોય છે તે તેમને નહોતો.

હવે મહાત્મા આવે છે. મહાત્મા ઉંચા પ્રકારનો સાધુ છે. પણ મહાત્મા ઉપરોક્ત સાધુ કરતાં વધારે મહાન્ છે. એક સાધુ પોતાના કાર્યમાં જેટલી ચિત્તવૃત્તિની એકાગ્રતાને આવાહી શકે તેના કરતાં વધારે ઉંડી એકાગ્રતામાં મહાત્મા જીવે છે–વસ્તુઓની અંદર ઉંડો ગયો હોય છે, તેના પોતાના મનની અંદર ઉંડો ઉતર્યો હોય છે, અને આવરણો—બહારનાં આવરણો, જે વસ્તુઓના મૂલને ગુપ્ત રાખે છે, તેને એણે ચીર્યાં હોય છે; અનન્તના પ્રદેશમાં એણે પ્રવેશ કર્યો હોય છે, જેમાંથી પરસ્પર સંબન્ધ ધરાવતી વસ્તુઓ અને વિચારો જન્મ પામ્યા હોય છે. એ અનન્તનો પ્રદેશ એક વખત સંશોધ્યા પછી, એમાં એક વખ્ત ડુબકી માર્યા પછી, તે ત્યાંજ રહે છે સઘળો વખ્ત તે ત્યાંજ રહે છે. એનું મન ત્યાં હોય છે. એનું

શરીર ગમે તે કરે છતાં એનું મન ત્યાં હોય છે--ત્યાં--ત્યાં એ અનન્તના પ્રદેશમાં. અને એ અનન્તના પ્રદેશ ઉપરની એની વરસોનાં વરસો સુધીની એકાગ્રતા, એ અનન્તના પ્રદેશમાં વરસોનાં વરસો સુધીનો એનો વાસ, એના સત્વથી એનો આત્મા ભરી દે છે. એનું દુનિયા ઉપરનું ભાન એના સત્વથી પથરાએલું હોય છે. એનું મન--એક એક અણુ સુદ્ધાં, જ્યાં સુધી એ સત્વ એના મનમાંથી શરીરમા થઇને બલ અને પ્રકાશ બહાર રેડે છે, ત્યાં સુધી--એ સત્વમાં ગળી ગયેલુ હોય છે.

એનાં બોધવચનો દુનિયાદારીનાં નથી હોતાં, કારણ કે એણે સાચું જીવન શુ છે એ શોધી કાઢયુ છે, જ્યાં એણે નિવાસ કર્યો છે. જીવનને એના મૂલમાં એણે શોધી કાઢયું છે, અને તે દરેકને એ જીવન જીવવા કહે છે, કારણ કે એને માલુમ પડયું છે કે જીવનનું મૂલ, પરમ સુખ--અવિચ્છિન્ન સુખ--અનાસ્વાદિત સુખ, જે સપાટી ઉપરના દરેક પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે અને પ્રાપ્તિમાં સર્વદા નિરાશ બને છે--તે એ છે. એ પ્રદેશમાં એને જે સુખ મળ્યું છે તે એના જીવનની દરેક પળે એ ભોગવે છે, અને તે દરેકને એમના મનના ઉંડાણમાં પ્રવેશવાનું, તે પ્રદેશમાં જઇને ત્યાં રહેવાનું કહે છે, જેથી તેઓએ અદ્યાપિ જેવું સુખ ભોગવ્યું નથી તેવું સુખ તેમને મળે; તેઓ સર્વ રીતે સુખી થાય, જેવા બાદશાહો, રાજાઓ અને લક્ષાધિપતિઓએ નથી હોતા.

તેઓ એમની પાસે આવનારને ફક્ત બોધ આપે છે એટલુંજ નહીં, પણ તેઓ વધારામાં શ્રોતાઓના મનમાં આત્માની પ્રેરણાઓ, આત્મસંદેશો—જેનાથી એમનાં મન બનેલાં હોય છે, તે આપે છે, બલ્કે જાગ્રત કરે છે. મહાત્માના મનનું, આત્મમય થયેલા મનનુ આકર્ષણ શ્રોતાઓ ગ્રહે છે, અને તેમના પોતાનામાં એને ભેળવી દેછે. જ્યારે તેઓ એનાથી છુટા પડે છે ત્યારે એને મળ્યાથી તેઓ વધારે સારા, વધારે સુખી થયેલા હોય છે હા, એજ મહાત્મા છે, અને એજ સાચો મહાત્મા છે સાધુઓ એ છે જેઓ દુનિયાની જોડ ભળે છે, અને પોતાના આત્મપ્રકાશની ઝાંયથી દુનિયાને દોરવાનો યત્ન કરે છે.

મહાત્મા તારક પણ છે જેઓ એના સંબન્ધમાં આવે છે, તેમના આત્માને માત્ર ધર્મશિક્ષણથી, તેમના માર્ગ ઉપર ફક્ત પ્રકાશ નાંખીને બચાવે છે એટલુંજ નહીં, પણ એના આત્મમય થયેલ મનનું આકર્ષણ રેડીને પણ. તેમને એ કહે છે કે તેમનાં મને જડ વસ્તુનું અને પ્રાકૃતિક બાબતોનું ધ્યાન ધરવામાંથી વાદળાં ઉત્પન્ન કર્યાં છે, જેણે આત્માના સૂર્યને ઘેરી લીધો છે, અને મનના કાચમાંથી આત્મસૂર્યને પ્રકાશવા માટે આ અંધકાર દૂર કરાવો જોઇએ: પણ તેઓ ફક્ત આજ કરતા નથી; બીજાઓએ એ કેમ કરવું એટલુજ માત્ર શીખવતા નથી; પણ તેઓ એ કરવાને મદદ કરે છે—એમના પોતાના આત્મબલથી—તેઓના ચૈતન્યમય થયેલા

મનના બલથી મદદ કરે છે. જ્યારે તમે કોઇ તેજની અંદર આવો ત્યારે તેના પ્રકાશથી તમે અંજાઇ જાઓછો, તેવીજ રીતે જ્યારે કોઇ મહાત્મા પાસે તમે આવોછો. ત્યારે એનો પ્રકાશ તમને આવરી લે છે; પણ દીવાનો પ્રકાશ જ્યારે તમારા શરીર ઉપર, તમારા છેક બહારના શરીર ઉપર પડે છે, ત્યારે મહાત્માના આત્માનુ તેજ, તમારા શરીરને ભેદીને તમારા મનના છેક અંદરના ખૂણામાં, અને ચેતનામાં પ્રવેશે છે તે દૃશ્ય છે આ તેજ દૃશ્ય છે. આ તેજ લગભગ એને દૃશ્ય છે, જે આત્માનો ખરેખરો ભુખ્યો છે અને જેણે એની અંદરની ગ્રહણશક્તિને સવૃદ્ધ કરી છે, તેને. જયારે આવો ગ્રાહક પુરૂષ યા સ્ત્રી, અંદરની ભૂખથી પ્રેરાઇને, ખરા મહાત્મા પાસે જાય છે, ત્યારે તે એમનામાં પ્રભુ જુએ છે, પ્રભુ—જેની એને જરૂર હતી; કારણ જે પળે તમે એમની સાનિધ્યમાં હો તેજ પળે તમારૂં મન મહાત્માના અંદરના તેજથી ઉભરાઇ જાય છે.

મહાત્માની ચેતના, મહાત્માની આન્તર ચેતના, આત્મા જેનું એ સતત્ મનન કર્યાં કરે છે, એના તેજથી ભરેલી હોય છે. અને તે જાણે છે કે એ આત્મા વિશ્વનો એક ભાગ છે. તેના પોતાના ચાત્મામાંથી તેનું મન, સર્વ વ્યાપક આત્મા, જે પરમાત્મા કહેવાય છે, એ તરફ વળે છે. તેટલા માટે તેનો આત્મા સંકળાય છે અને પરમાત્મામાંથી પરમાત્માનાં સુખોને આકર્ષે છે; અને આ સુખો તે છૂટથી

જે જે એની પાસે આવે છે તેને વહેંચી આપે છે. એનું હમદર્દીપણું, માતાને પોતાના વ્હાલા બચ્ચા તરફ હોય તેના કરતાં વધારે તીવ્ર હોય છે આત્મતેજની—આત્મ પ્રકાશની પ્રકૃતિમાં, એવું હોય છે કે પોતાની અંદર એ પૂરી રખાયજ નહીં તે બહાર ઝરે છે, અંદરથી બહાર ધસે છે, અને એવા તેજના શોધકો આગળ ધસે છે; અને જેમ જેમ તે વધારે ને વધારે આપે છે, તેમ તેમ તે એથી વધારે ને વધારે સંભૃત થયેલો લાગે છે, જેમ જેમ વધારે ને વધારે આપે છે, તેમ તેમ તે વધારે ને વધારે ને વધારે સુખી થાય છે. જેમ જેમ વધારે ને વધારે આપે છે; તેમ તેમ વધારે ને વધારે આપવા ઇચ્છે છે મહાત્મા આ છે મહાત્માની માનસિકતાનો યા આન્તરચેતનતાના સ્વરૂપનો આછો ચિતાર આપવાનેજ ફકત મ્હેં પ્રયત્ન કર્યો છે

હવે આપણે ઉદ્ધારક એ શું છે એ જોવાને પ્રયત્ન કરીશુ. ઉદ્ધારક એ ઉચ્ચતમ દરજ્જાનો મહાત્મા અને સાધુ છે. મહાત્મા એ પણ ઉદ્ધારક છે, પણ એના કાર્યનો પ્રદેશ મર્યાદિત છે. એની આત્મમય મનની શક્તિ મર્યાદિત હોય છે, કારણ તે પોતાનો પણ વિચાર કરે છે. એના મનની આકર્ષણ શક્તિ પ્રમાણમાં મર્યાદિત હોય છે, પણ એ ઘણા લોકો જે એના સબન્ધમાં આવે છે, એના સાનિધ્યમાં કે એની વિચાર સંકલનામાં આવે છે, તેમનો ઉદ્ધારક છે. પણ હજારો મહાત્માઓને એકઠા કરવામાં આવે ત્યારે એક ઉદ્ધારક બને છે.

માહુત્મા એ સત્ય સમજે છે કે એનો આત્મા એ પરમ-આત્માનો અંશ છે. અને એ—એનો આત્મા, કોઇ કોઇ વખ્તે એ પરમ—આત્મામાં ડુબી જાય છે, જ્યારે એને સમાધિનો પરમાનંદ—માનવઆત્માનો પરમ—આત્મામાં ભળી જવાનો પરમાનંદ, હોય છે ત્યારે. પણ ઉદ્ધારક એ હજરો મહાત્માને એકઠા કરવામાં આવે એની બરાબર છે; દીર્ઘ દીર્ઘ કાલ પહેલાંના અવતારોમાં એ પરમાત્માને ભેટયો છે, માત્ર એટલુજ નહીં પણ એ પરમાત્માનુ એક અંગ બન્યો છે. એનો આત્મા પરમાત્મામાં ડુબી ગયો છે એટલુંજ નહીં, પણ એની ચેતના એ વિશ્વચેતનાનું અગ બની છે એ પોતાને માટે વિચાર કરતો નથી. વિચાર કરવાની એને આવશ્યક્તા નથી. પરમાનંદના એના ધામમાંથી દૈવી ઇચ્છાથી પૃથ્વી ઉપર એ આવાહિત થયેલો હોય છે. એ મી. જોન્સ યાતો મિ. બ્રાઉન, યાતો મિ સ્મીથ રૂપ, લાંબા—ઘણા લાબા સમય પહેલાં, કદાચ એક યુગ પહેલાં હતો. ગત યુગોમાં એ મનુષ્યની પેઠે ભૂમિ ઉપર ચાલ્યો હતો. સ્મીથ, જોન્સ અને બ્રાઉનના જેવા નાના મોટા અપરાધો અને કંકાસો અને દોષો એને હતાં. પણ એને કોઈ મળ્યું, કોઇ આત્મમય મન મળ્યુ, એણે કોઇ આત્મપ્રકાશથી રસાયેલુ પુસ્તક વાંચ્યું, અને એને આન્તરવિશ્વની—આન્તર આત્માની ઝાંખી પ્રાપ્ત થઇ; પછી એમાંથી એણે મથન કર્યું અને હજારો જન્મ પછી એણે તે તેજની સંપૂર્ણ દૃષ્ટિ ખીલવી. તેજના પ્રદેશમાં દાખલ થવાને ભારે લડત પછી એ સફલ

નીવડયો, અને જ્યારે એણે એની ચેતનાને એ તેજથી વધારે ને વધારે ભરી ત્યારે એણે આ સ્થૂલ ભૂમિ છોડી હતી, અને એ ઉંચામાં ઉંચા પ્રદેશમાં ગયો હતો; અને ત્યાં એ આત્મતેજથી વધારે ને વધારે સંભૃત થઇ, વધારે ને વધારે શુદ્ધતર થઇ, એક તત્વ-જે બધી વસ્તુઓનું આદિકારણ છે, તેમાં વધારે ને વધારે લીન થઇ ધીરે ધીરે વધેલો. અને એ પરમાત્મામાં ભળી ગયેલો, પણ એણે એનું વ્યક્તિત્વ, જે પરમાત્માના વ્યક્તિત્વમાં બદલાયેલું છે, તે જાળવેલું ત્યાં એ ડુબેલો રહયો હતોઃ અને જ્યારે દુનિયાને એની જરૂર હતી, ત્યારે યુગોના યુગો સુધી આત્મતત્વમાં રહ્યા પછી, એને છૂટો પડવામાં આવ્યો હતો; અને આત્મ--ચેતનાનો મુખ્ય ભાગ હઇ, જ્યારે એને વિમુક્ત કરવામાં આવેલો, ત્યારે એ મનુષ્યાકૃતિમાં જન્મ લઇ પૃથ્વી ઉપર આવેલો એને મનુષ્ય કહેવો એ ગંભીર અપમાન છેઃ વળી એ અસત્ય છે, કારણ કે હવે એને માનવચેતના હોતી નથી એ આત્મ--ચેતનાથી ભરેલો છે. તેટલા માટે એ ઇશ્વરનો જન્મ--પ્રભુનો અંશાવતાર કહેવાય છે. માણસ એની ચેતના સિવાય કશું નથી; અને જ્યારે એની ચેતના સંપૂર્ણ રીતે આત્મિક હોય છે, અનન્ત રીતે આત્મિક હોય છે, એ ત્યારે ઇશ્વરનો જન્મ છે અમે એને અવતાર કહીએ છીએ. અવતાર એટલે અવતરણ, માનવાકૃતિમાં ઈશ્વરનું અવતરણ આત્મચેતના, જેના એ એક ભાગ બન્યો છે, તે પૃથ્વી ઉપર અવતરે છે અને માનવ-આકૃતિમાં સાકાર થાય છે

આ અવતારો જે પૃથ્વીના માનવ -આત્માઓના અંધારામાં ઘેરાયલા માનવ-- આત્મઓના મહાન્ ઉદ્ધારકો થયા છે તેઓએ સર્વ જમનાઓમાં અવાતાર લીધો છે. જ્યારે જ્યારે એમાના કોઇની જરૂર-તેજ પળે જે વખતે એમની જરૂર--હતી, પૂરેપૂરી જરૂર હતી, તાત્કાલિક જરૂર હતી, ત્યારે ત્યારે આત્મિક મન જે એની સૃષ્ટિના સર્વનાં મનો, એનાં સૃષ્ઠ કરેલાં સર્વ પ્રાણીઓનાં મનો જાણે છે, તે પોતાને છૂટો પાડે છે, આત્મના એકરૂપ થયેલા ભાગોમાંથી એકને છૂટો પાડે છે અને તે અવતરે છે, અને જન્મ લે છે. એના કાર્યનુ ક્ષેત્ર મહાત્માના કરતાં ઘણુંજ વિશાલ હોય છે. કેટલાક ઇશ્વરી અવતારોનું કાર્ય ક્ષેત્ર વિશ્વ જેટલુ બહોળું હોય છે, કારણકે તેઓના વિચારો ઘણાજ બલવાન હોય છે. જો તેવા એકે હિંદુસ્તામાં જન્મ લીધો હોય, અને તમે કદીયે જાણ્યું ન હોય, તોપણ તમારા પછીના વંશજો એને વિશે એના વિચારો, જે વખત જતાં—પ્રભુની પોતાની કાલગણનામાં—તમારે ત્યાં પ્રયાણ કરશે, તેની મારફત એને જાણશે. અને એના વિચારો પિતાપ્રભુના અને પરમાત્માના જેટલા વીર્યવતા હોય છે, તે તમારા મન ઉપર અસર કરશે અને તમારામાં એનો આત્મા રેડશે; અને જો કે તમે એ અવતારને જોયો હોય કે નહીં, તોપણ જે વ્યક્તિત્વનો એ બનેલો હતો એ, આત્મમય બનેલા માનસિક આંદોલનોના વ્યક્તિત્વથી, તમારી આગળ ખડું હશે.

જિસસ ક્રાઇસ્ટે એની પવિત્ર ગતિથી પૃથ્વીને આશિર્વાદિત કરી તે પહેલાં હજારો જન્મો—ઇશ્વરી અવતારો થયા હતા. એવું કહેવું કે ક્રાઇસ્ટ એજ ઇશ્વરનો એકજ અવતાર હતો, તે મ્હેં કહ્યું તે પ્રમાણે બાળકની જલ્પના છે. એ જલ્પના (જિસસ ક્રાઇસ્ટના જુઠ્ઠા ભક્તોના અજ્ઞાનમાંથી જન્મી છે— અજ્ઞાન, જે તેમની કલ્પનામાંથી, ધાર્મિક કલ્પનામાંથી, સઘળી કલ્પનાઓમાંની દુષ્ટતમ કલ્પનામાંથી જન્મ્યું છે. અજાણપણે એ એમની જાતને એવું કહે છે કે જો એઓ કોઈ પ્રભુને પૂજવા ઇચ્છતા હોય તો, તે પ્રભુ એકજ પ્રભુ, મોટામા મોટો હોવો જોઇએ--જેનો અર્થ એવો થાય છે કે એમના પ્રભુ બનવા માટે એણે મોટામાં મોટા થવુંજ જોઇએ. તેટલા માટે તેઓની ભકિતથી, તેમની કહેવાતી ભકિતથી, કલ્પનાત્મક મશ્કરીરૂપ ભક્તિથી, જિસસ ક્રાઇસ્ટની ઉપર તેઓ જાણે ઉપકાર કરે છે, અને એ માયિક ભક્તિમા ઘણી ધંધાની, આર્થિક ધંધાની નજર હોવાથી ક્રિશ્ચયન ધર્મપ્રવર્ત્તકો જયારે અમારા દેશમાં આવે છે ત્યારે, એનાં, આ વચનોને એક બાલકની જલ્પના તરીકે અમે ગણીએ છીએ. પણ અમે બાઇબલ વાંચીએ છીએ અને અમને જણાય છે કે ક્રાઇસ્ટ ખરેખર મહાન્ હતા, ક્રાઇસ્ટ ખરેખર ઉદ્ધારક હતાઃ અને આ સત્યથી આનંદ થાય છે કે પશ્ચિમની દુનિયાને પણ અમારા ઉદ્ધારકોમાંના એક જેવો ઉદ્ધારક હતો. અને અમે એ જિસસ કહેવાતા ક્રાઇસ્ટને અમારા હૃદયના હૃદયમાં પૂજીએ છીએ; કારણ કે જિસસ ક્રાઇસ્ટની પ્રભુ પ્રત્યેની

પવિત્રતા અને પ્રેમ ગમે તે હૃદયને, ગમે તે મનને, જે સર્વ રીતે જડવાદી નથી તેને જીતશે. ક્રાઇસ્ટ એ અવતાર હતા. અમારે એવા અવતારો—અન્ય અવતારો હતા કેટલા ક્રાઇસ્ટ કરતાં વધારે મહાન્ હતા: એક, બીજા બધા કરતાં હજાર ગણો મહાન હતો -દાખલા તરીકે કૃષ્ણ.

દરેક અવતાર પ્રભુ--આદેશ પૂરો કરવાને આવે છે; અને પ્રભુ જે સઘળા--અવતારોનું મૂલ છે, તે એમની અંદર રસ્તાઓ ખોલે છે. જેમાં થઇ આાવશ્ક શક્તિ ને તેજ પ્રકાશે છે. કૃષ્ણ પહેલાં જે અવતાર થયો તે રામચંદ્રનો હતો એ પ્રભુ—આદેશ પૂરો પાડવાને આવ્યા અને એમને લાંબા સમય સુધી ખબર ન પડી કે એ ઇશ્વરી અવતાર છે બાવીસ વર્ષના થયા ત્યાંસુધી એમને એની પૂરી જાણ નહોતી અને પછીથી તે એકદમ ખીલી નીકળ્યા જો એમણે બાવીસ વર્ષના એ હતા તે પહેલાં જાણ્યું હોત, તો જે જે દુનિયાદારીનાં કામો એમને કરવાનાં હતાં તે કરવાને, માનવસ્વરૂપમાં કેટલાક રાક્ષસોનો--માનવજાતિના કેટલાક મહાન્ જુલ્મગારોનો-- પરાજય કરવાને શક્તિમાન ન થયા હોત. એથી એમના દેવી આત્માની પૂર્ણ આત્મશક્તિ તે પળને માટે અવ્યક્ત રહેલી હતી.

બુદ્ધ પ્રભુ—આદેશ પૂરો કરવાને આવ્યા, અને એ આદેશ પૂરો પાડવાને શક્તિ અને પ્રકાશથી સંપન્ન હતા: અને જ્યારે એમણે એ સંદેશો પૂરો પાડયો ત્યારે એમને ખબર

પાડી કે એ અવતાર છે. તે પહેલાં એ એમની જાત માટે માનતા કે એ મહાન્ આત્માઓમાંના એક છે, પણ આ પૃથ્વી ઉપર એમના જીવનની છેક ઉત્તર અવસ્થામાં પ્રભુના અવતાર તરીકે બહાર આવ્યા. આપણે એમને વિશે વાંચીએ છીએ, આપણે એમની સાથે વાત કરીએ છીએ; આ ૨૫૦૦ વર્ષ થયાં એમના નામે અમલ કર્યો છે, અને તેય એમના વચનામૃત સાથે—એમના વિચારોના આકર્ષણ સાથે, તે આપણામાં પ્રવેશે છે અને આપણા હૃદય અને મનને અજવાળે છે.

સૌથી મહાન્ અવતાર કૃષ્ણનો હતો, કૃષ્ણ જે જિસસ ક્રાઇસ્ટના પિતા છે, કૃષ્ણ જે પ્રભુનો પૂર્ણાવતાર—પરમાત્માનું પૂર્ણ સ્વરૂપ છે: અને એમણે એ એમના જીવનમાં બતાવી આપ્યું. એમની સર્વશક્તિમત્તતા, એમની સર્વવ્યાપકતા, એમના જન્મથીજ એમનું પૂર્ણ પ્રેમ સ્વરૂપ દેખાડયું. એ જન્મ્યા તે પહેલાં એમની માતાના શરીરનાં છિદ્રોમાંથી એમના તેજનો પ્રકાશ નીકળવા લાગ્યો; અને અંધારૂં ભોંયરૂં, કેદખાનાની કોટડી જેમાં એમની માતાને પૂરી રાખવામાં આવ્યાં હતાં, તે એમના તેજથી ઝળકવા લાગી, ત્યારે સાધુઓ અને મહાત્માઓ અને સ્વર્ગવાસીઓ આવ્યા અને ગર્ભસ્થાનમાં એમને પૂજવા લાગ્યા. પછી તે જન્મની તેજ ક્ષણથી એમણે ચમત્કારો બતાવવા માંડયા, જે પ્રભુના સઘળા અવતારો એમની પહેલાં અને પછી થયા હતા અને જેમણે ચમત્કારો કરી બતાવ્યા હતા, તેને અંધકારમાં નાંખી દીધા.

પણ ચમત્કારો જે મહાન્ ઉદ્ધારકો અને મહાન અવતારોએ કર્યા છે, એમા સૌથી મહાન્ ચમત્કાર એ પ્રેમનો ચમત્કાર છે. મ્હે એક રાત્રે કહ્યું હતું તેમ, મોટામાં મોટા ચમત્કારો માનવમન ઉપર કદાચ અસર કરે નહીં; મન દીર્ઘ કાલ સુધી એ છાપ જાળવી રાખે નહી; કારણ, તેઓનો આર્વિભાવ જડ છે પણ પ્રેમનો ચમત્કાર માનવચેતના ઉપર ઉડામાં ઉંડી છાપ પાડશે. કૃષ્ણે એ મહાનમાં મહાન્ ચમત્કાર—પ્રેમનો ચમત્કાર બતાવ્યો, કે એ સંપૂર્ણ પ્રેમ હતા, કે એમનું શરીર પણ પ્રેમ હતું—એમનુ સર્વ પ્રેમ હતુ. એ પ્રેમના બનેલા હતા એમનો શ્વાસ પ્રેમ હતો. એથી જયારે લોકો એમના સ્વરૂપ સામે જોતા કે તેઓ પ્રેમના સત્વથી ભરાઇ જતા, જે પ્રકાશ એમની ચેતનાનો હતો. એમને બોલવાનુ થોડુ હતું એ મનુષ્યાકારમાં પ્રેમ અને મોક્ષ પોતે હતા.

ક્રાઇસ્ટે પ્રેમ આપ્યો, કૃષ્ણનો પ્રેમ આવ્યો ક્રાઇસ્ટે પ્રેમ આપ્યો, અને ક્રાઇસ્ટ મહાન્ હતા કારણ કે એમના પ્રભુની ખાતર અને માનવજાતના પ્રેમની ખાતર, એમણે સ્વાર્પણ કર્યું: એમના શરીરનુ સ્વાર્પણ—પાપ કરતા જીવોના મોક્ષાર્થે એ કરી શકે એવું, એ મોટામાં મોટું સ્વાર્પણ હતું. જયારે બહાર લોકોને, એમના સંબન્ધમાં આવ્યાથીયે એ બચાવી શકયા નહીં—એમની ચેતના એવી અધુરી જડ વસ્તુઓની બનેલી હતી!—ત્યારે એમણે એમની ચેતનાને,

સ્વામી અને માનવજાત માટેની એમની પ્રેમની ચેતનાને, ત્યજી; એમણે એ ચેતનાને વિશ્વચેતના ઉપર મુદ્રિત રાખી-જ્યાંસુધી એ વિશ્વચેતનામાં લય પામી અને એના પૂરા સ્વરૂપમાં ભળી ગઇ ત્યાંસુધી; અને એમાંથી આંદોલનો દુનિયાના સર્વ પ્રદેશોમાં ફુટી નીકળ્યાં, અને આખી દુનિયા, આજે પણ ક્રાઇસ્ટ શું હતા તે જાણે છે; કારણ એ ઉદ્ધારક હતા. એમનુ બધું વ્યક્તિત્વ, એમનુ સઘળુ પ્રેમ–વ્યક્તિત્વ, એમના પૂરા ઝળકતા પ્રકાશમાં અમારી આંખ આગળ તરવરે છે.

ઉદ્ધારક આ છે. વિશ્વના ઉદ્ધારક આ છે. આ ઉદ્ધારકો આવે છે અને તમારી આગળ તમારા પોતાના હૃદયનું અને મનનુ ચિત્ર ચિતરે છે તેઓ બતાવે છે કે તમે એક આત્મા છો, કે તમે એ તમારૂં મન, તમારૂ ચેતન, કે તમારૂં શરીર નથી, કે તમે એ તમારો આત્માછો; અને તે આત્મા જાણે ચેતનાના મછવામાં એક મુસાફર છે, અને આ ચેતનાનો મછવો માનસિકતાના મહાસાગરમાં તરે છે, જેનાં વિચારો એ મોજાં છે; અને તે માનવ—આત્મા પોતાના મછવાનો-- ચેતનાના મછવાનો, એકજ ઉતારૂ એના વિચારોના—જડ વિચારોના, વિશ્વ—મહાસાગરમાં તરે છે. વાવાઝોડાં આવે છે અને મછવો ડુબવાની અણી ઉપર હોય છે. મોજાં ઇન્દ્રિયજન્ય લાગણીઓ અને તૃષ્ણાનાં મોજાં, જે નાના મછવા સામે અથડાય છે તે ઉંચે ઉછળે છે અને એને સમુદ્રને તળીએ ડુબાડી દેવાની ધાસ્તી આપેછે અને ત્યારે એ આત્મા પૂકારે છે, " કોઇ માણસ સહાય્ય

કરવાને નથી ? કોઇ શક્તિ સહાય્ય માટે નથી ? ” અને વિશ્વની મોટામાં મોટી શક્તિ પ્રભુ સાંભળે છે; એટલા માટે કે એ આત્મા એ ક્ષણે એનામાં એકાગ્ર થાય છે. તે મછવો બચાવે છે. મોજાં નીચે બેસે છે. ફરીથી પાછો મહાસાગર શાન્ત થાય છે, અને મછવો આગળ ધસે છે.

પણ, ગરીબ, અંધારામાં ઘેરાયેલો આત્મા, એના પોતાના ચેતનાના મછવાનો મુસાફર, એ ભૂલી જાય છે અને શાન્તિની અને સહીસલામતિની ખાત્રી થાય છે કે તરતજ મછવામાં ગાન તાન કરવા લાગે છે; અને મછવામાં આહાર વિહાર કરે છે—એ ભૂલી જઇને કે એ મહાસાગર ઉપર છે અને જરી બલવાન પવનની લ્હેર મહાસાગરનાં મોજાંને ઉંચા ઉછાળશે, અને પુનઃ જબરૂ તોફાન આવશે, અને ભય માથા ઉપર ઝઝુમશે. અને એ પુનઃ પાઠ ભૂલી જાયછે, અને એમાંથી લાભ મેળવવાને નિષ્ફળ નીવડે છે. અંતે કોઇ અવાજ એ સાંભળે છે, જે એને દુનિયા તરફ જોવાનું ના કહે છે, દુનિયાના કિનારા તરફ જોવાનું; પણ એના આત્માના પ્રદેશના કિનારા તરફ—એના પોતાના આત્મા તરફ, એનું મુખ ફેરવે છે ત્યારે એ એની ચેતનાનો મછવો આત્મા તરફ—આત્માના પ્રદેશ તરફ વાળે છે, અને એને માલુમ પડે છે કે સઘળે શાન્તિ છે. મહાસાગર જે એની આગળ વિસ્તરેલો છે તે, અને પેલો આત્મપ્રદેશ, બધું શાન્ત છે, એક પણ મોજા સિવાય, અક્ષુભિત છે: અને આ મછવાનો કબજો કોઇ

અદૃશ્ય સુકાનીએ લીધો છે, અને એ પોતાની મેળે ખાબો-ચીઆં કે ખડકોમાં અથડાયા વિના રસ્તો કાપતો જાય છે. સ્વપ્નામાં પણ ધારી ન શકે એવા ટુંકા સમયમાં એ કિના-રાની પાર જુએ છે–અનન્તતાની–એના પોતાના આત્માની પાર જુએ છે; અને જરા વધારે વખતમાં તો એ લંગર નાંખે છે અને એ આત્મપ્રદેશ ઉપર પોતાના મછવામાંથી કુદી પડે છે, જ્યાં સઘળું આનંદમય છે, સઘળે શાન્તિ છે, અને બીજા કિનારા ઉપર જે માટે ફોકટ ફાંફાં મારતો હતો તે બધું ત્યાં છે. પણ એ માટેય હવે તો એ દરકાર નથી કરતો. એનું મન આત્મપ્રદેશની હવાથી પ્રફૂલ્લ બનેલુ છે, જે પ્રેમથી એ પ્રદેશ બનેલો છે એથી પ્રફૂલ્લ છે, શાન્તિથી પ્રફૂલ્લ છે–જેના વિશે માત્ર એ શબ્દમાં જાણતો હતો; પણ હવે એ અનુભવથી જાણે છે; અને ત્યાં એ જીવે છે અને રહે છે અને બીજી દુનિયા વિસરી જાય છે, એનાં બધાં દુઃખોને અને તોફાનોને ભૂલી જાય છે. આત્મશાન્તિના એ પ્રદેશમાં, એના પોતાના આત્માને જાણવાના–એના પોતાના આત્મામાં રહેવાના આનંદમાં, દરેકે દરેક બાબતની વિસ્મૃતિ થાય છે. હવે એણે એવું શરીર પ્રાપ્ત કર્યું છે જે આનંદમય પરમા-ણુઓનું બનેલું છે; ત્યાં અનન્તતામાં એના પોતાના પ્રિયતમ સાથે, એના પ્રભુ સાથે રહે છે.

## પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

૧ ધી સુબોધિની પ્રીન્ટીંગ પ્રેસ બજારગેટ ફોર્ટ

૨ ધી બોમ્બે સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ

બોરીબંદર સામે:

૩ મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી બી. એ.

માવજી ભીમજીનો માળો, ભીન્ડરોડ, મુંબઈ.

૪ ઓનરરી સેક્રેટરી, મોડાસા ઘરફંડ,

મુ. મોડાસા (જીલ્લે અમદાવાદ.)

---

Printed by B. T. Bhatt at Subodhini
P. Press Bazar Gate Fort Bombay.